# સતિ સત્યવન્તી.

ઓં શ્રી અમર ગુરુ સનાતન ધર્મ કી જય.



ભારત માતા કી જય.


લેખક અને પ્રકાશક

બાવા રામરખો,

મેનેજીંગ પ્રોપ્રાઈટર

પબ્લીક મંગલગર, હરિદ્વાર

હાલ મુકામ નાનક દરબાર ખોડી ગાર્ડન કરાચી.



ડાયમન્ડ પ્રેસમાં ભાઈશંકર આણંદજી ત્રીવેદીએ છાપ્યું

કેમ્પબેલ સ્ટ્રીટ, બંદર રોડ,—કરાચી.

# દયાળુ આત્માઓ પ્રત્યે વિનંતી.

શું આપના દિલમાં દયા છે? ૧૦૦૩

શું આપના દીલમાં ધર્માભીમાન છે?

શું આપને પોતાના દેશબંધુઓ પ્રત્યે માન છે?

હા છે!—તો

**મારી આ નમ્ર પ્રાર્થના આપના હૃદયમાં અંકીત કરી તે મુજબ વર્તવા કોશીષ કરો**

મનુષ્ય માત્ર પ્રત્યે સમભાવ રાખો અને પરઉપકારીક કામોમા તેમને સહાય કરો-કઈ જાતની માગણ કોમને તમારા સેવા બળથી રોકો,-ધાર્મીક સસ્થાઓ માટે ધાર્મીક ટ્રસ્ટ મુકરર કરો નહી તો તે તેઓના હાથથી જતા રહેશે,-માતૃભાષાના પ્રચાર માટે શહેરે શહેરમા પાઠશાળાઓ ખોલો,-હમેશા તમારા ધર્મ પ્રત્યે શ્રધ્ધા રાખો,-બાળલગ્ન બંધ કરો,-વીધવાઓની આશીષ લીઓ અને તેઓના નિર્વાહ અર્થે સદાચાર આશ્રમ ખોલો,-સાચા ગૌપાલક કહેવાઓ,-તમારા બંદરને દયાળુતાના નિદર્શનથી દયાળુ બનાવો, નીર્ધનોને તમારા ધનથી, તમારો દીવસ કોઇ વખતે એવો આવશે એવો વીચાર કરી તેમને મદદ કરો,-પરમાત્માનો દીલમા ડર રાખી પાપકર્મથી દુર રહો,-અને

**પબ્લીક ગંગાલંગર ઋષીકેશ રોડ હરિદ્વાર**

માં એક ધર્માઉ હોસ્પીટલ અને અન્નક્ષેત્ર ખોલવાના કામમાં તમારા તરફથી તમજ બીજાઓ તરફથી જલદી મદદ દેવરાવો જેમાં ચારે વર્ણના ગંગાયાત્રાળુઓ અને સાધુઓ કોઇપણ પ્રકારના પ્રત્યવાય સીવાય લાભ લઇ શકે છે.

**જેનું ખાતું પંજાબ નેશનલ બેન્કમાં ખુલ્લું છે**

તેમાં દાન કરવાથી તમારૂં, તમારા ધંધાનું અને તમારા દેશનું ભલું થશે.



# સતિ સત્યવન્તી.



**સતીયા સત નવ છોડીએ, સત છોડે પત જાય;**
**સત્ય કી બાંધી લક્ષ્મી, બહુરી મીલેગી આય.**

એ વ્હાલી દેશમાતાઓ અને બહેનો આ ભારત ભુમિપર હિંદુ ધર્મનો મોટો પ્રતાપ છે; બીજા ધર્મો તે હિંદુ ધર્મમાંથી નીકળેલી જુદી જુદી શાખાઓ છે. હિંદુ ધર્મમાં ગૃહસ્થાશ્રમ મુખ્ય દરજ્જો ભોગવે છે જે મનુષ્ય તન, મન અને ધન અર્પણ કરીને ગ્રહસ્થાશ્રમનું પાલન કરે છે તે પોતાની પુર્ણ મનોભીલાષાને તૃપ્ત કરી શ્રેષ્ટ ગતિને પામે છે. આ ગૃહસ્થાશ્રમનું માન વધારવા ખુદ સાક્ષાત નિરંજન ભગવાને જન્મ લીધો અને રૂષીઓ મુનીઓ તેમજ ચારે વર્ણોએ તેમાં જન્મ ધારણ કીધો છે. આ ગ્રહસ્થાશ્રમમાં તેજ સ્ત્રી–પુરૂષો ઉત્તમ કહેવાય છે કે, જેઓ સદાચારમાં રહી ભગવત ભજન કરે છે; પણ તેવાં સુખી જોડાં આ સંસારમાં ઘણાં થોડાં નજરે પડે છે. કેમકે ઘણી જગ્યાએ જ્યારે પુરૂષ સદાચરણી અને લાયક હોય છે ત્યારે સ્ત્રી દુરાચરણી અને નાલાયક નીકળે છે. આથી ઉલટું જ્યારે સ્ત્રી નાલાયક હોય છે તો પુરૂષ લાયક હોય છે અને કયાંક તો બેઉ સરખા એક એકથી ચઢી જાય તેવા દુરગુણો ધરાવે છે. જ્યા આ પ્રમાણે હોય તો પ્રજોત્પતિમાં ફરક પડે (ખરા વીર્યનું નહીં) છે કે ગ્રહસ્થાશ્રમમાં પણ અંતર પડી જાય છે. આજકાલ તો માણસોએ દગાબાજીથી

દ્રવ્યોત્પતિ કરવી અને સન્તાનોત્પતિ કરવી એજ ગ્રહસ્થાશ્રમી ગણાય છે. હે પ્યારા ભાઇઓ અને બહેનો, તે ખરો ગ્રહસ્થાશ્રમ નથી ખરો ગૃહસ્થાશ્રમ તેજ છે કે જે ગ્રહસ્થી સતકર્મો કરી તે પરમ પિતા (પરમાત્મા) ને યાદ કરતા રહે, પોતાના દેશ બાંધવો, સાધુ બ્રાહ્મણ અને ગૌમાતાઓનું પાલન કરે છે તેજ આ લોક અને પરલોક સુધારે છે. બાકીના બીજા ગ્રહસ્થીઓ નામ માત્રના છે.

પુત્રને ગૃહસ્થાશ્રમી બનાવવો તે માતા પિતાનો પરમ ધર્મ છે આજકાલ તો માતા પિતા પોતાના પુત્રોના પરમ શત્રુ બની જાય છે; કે જેઓ તેને બાલ્યાવસ્થામાં ધર્મજ્ઞાન ન દેતાં ફકત ઉદર પુર્ણા કેમ કરવી તેનુંજ જ્ઞાન દીએ છે; કે જેથી તે સન્તાનો આ મહાન આશ્રમનો મહિમાં જાણ્યા સીવાય ગૃહસ્થાશ્રમ રૂપી અમૃત ફળથી હાથ ખંખેરી આ અસાર સંસારમાંથી ચાલ્યા જાય છે. માટે હે માતાઓ, તમો મારા આ લેખ પર ધ્યાન દ્યો. જુઓ તમારા પુર્વજોમાં અહલ્યા, દ્રૌપદી, કુન્તી, તારા, મન્દોદરી, વિદૂતમા ઇત્યાદી સ્ત્રીઓ મહાન બડાઇ પામી, સતિત્વના પ્રભાવે પોતાની અમર કિર્તિને સદા માટે સંસારમાં કાયમ કરતી ગઇ છે. જેની જય ધ્વનીનો ગુંજારવ હિંદુ ધર્મના દરેક ઘરમાં દ્રષ્ટીગોચર થાય છે. માટે હે પ્યારા ભાઇઓ અને બહેનો, હું તમોને નમ્રતા પુર્વક એજ પ્રાર્થના કરૂં છું કે આ પંચતત્વના પુતળાં પર જે લોકો મોહી ધાર્મીક કાર્યોનો ત્યાગ કરી ઘણીએક જાતના વ્યસનોમાં ફસે છે તેઓ જો કૃપા કરી સનાતન ધર્મના અંકુશમાં ધર્મ કાર્યમાં પ્રવૃત થાય તો ઉપર કહેલા ગ્રહસ્થાશ્રમની જય સદા સર્વત્ર આ વિશ્વમાં થતાં મનુષ્ય માત્ર સુખી થશે અને અસાર સંસાર નંદન વનસમ સુખીયો થઇ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપશે.

સત્યં માતા પિતા જ્ઞાનં, ધર્મો ભ્રાતા દયા સખા;
શાન્તિ પત્નિ ક્ષમા પૂત્ર, ષેડે તે મમ બાંધવા.

સંસારમાં મનુષ્યનું એજ કુટુમ્બ છે કે જે મરવા બાદ પણ જીવતા સમજી ભગવાનને સાક્ષી રાખી તે મનુષ્યની ઉત્તરક્રિયા કરી તેની કરણી અનુસાર મોક્ષ અપાવે છે. આ પ્રમાણને ન માનનારા સ્ત્રી પુરૂષો સર્વદા જન્મ મરણના મહાન કષ્ટને ભોગવતા રહે છે.

કવીત.

છોડ દિયા નાતા જબ દાતાને યાદ કીયા,
એક બાર બોલા ના વો ભરા અહંકારકા; ૧
માત સુત ભાઇ ઓર ઘાડી આશનાઇ,
કછુ પાર ના બસાઇ થા સબ કે હિતકારકા. ૨
પ્રેમ સંગ આવે સબ હિલમીલ બતલાવે,
ચર્ચા ચલાવે સબ તેરે વ્યવહારકા; ૩
ઉઠાય લીયા ડોલા પહિનાય દીયા ચોલા,
ફીર મુખસે ન બોલા જબ રૂઠા સંસારકા. ૪

---

સજ્જનો ! કહે છે કે એક દેશમાં સજન અને અસજન નામના બે ધાડા મિત્રો રહેતા હતા. સજનને પોતાના મિત્રની સ્વભાવીક રીતે તેની ચાલચલણ કે તેના ધર્મને જોવાનો કોઈ અવસર ન મળેલો હોવાથી મિત્ર અસજનને ઘણો લાયક માણસ સમજતો અને પોતાની સજ્જનતા દેખાડતો હતો. જેથી અસજનના દીવસો ઘણા આનંદમાં પસાર થતા હતા.

એક દીવસ સજનને ખ્યાલ આવ્યો કે બાપ દાદાનું પેદા કરેલું બેઠાં બેઠાં ખાધા કરીએ છીએ તો તે કોઇ દિવસ ખલાસ

થઈ જશે માટે કાંઈ નવો ઉદ્યોગ કરવો જોઇએ, નહીં તો ભરેલો કુંવા કોઇ દીવસ આખર તો ખાલી થઇ જવાનોજ છે. ઘરની સંભાળ રાખવા વાસ્તે ધર્મભાઇ (અસજન) તો હાજર છે એટલે ઘરની ફીકર નથી માટે, પરદેશ કમાવા જવામાં કાંઇ હરકત નથી આવો નિશ્ચય કરી તેણે પોતાના ધર્મભાઇને કહ્યું કે મારો ઇરાદો સોદાગરીએ જવાનો છે. તમારી શું સલાહ છે.

અસજન—ઠીક જો તમારી મરજી જવાની હોય તો ભલે ખુશીથી જાઓ. હું તેમાં સંમત છું.

સજન—જેમ તમે પોતાના ઘરનું ધ્યાન રાખો છો તેમ જરા મારા ઘરની પણ નજર રાખતા રહેજો

અસજન—આંખ માથા ઉપર. હું તે કામ કરવા કેમ ના કહી શકું ? મારા મોટા ભાગ્ય કે મને સેવા કરવાનો મોકો મળ્યો.

આટલું સાંભળતાં સજન માલ વહાણમાં ભરી સોદાગરીએ રવાનો થયો.

અહિંઆ મીત્રના વીખુટા પડવાથી અસજન ઘણી બેચેનીમાં દીવસો કાપવા લાગ્યો અને ફુરસદ મળતાં મીત્ર સજનના ઘરનું કામકાજ સંભાળવા લાગ્યા.

એક દિવસ એવું બન્યું કે અસજન પોતાના મિત્રના ઘર પાસે જઇ કઇ કામ હોય તો કહેવા માટે બહારથી પુછ્યું પણ ઘરમાં બૈરાંઓ નહાવા ધોવામાં પડેલા હતા જેથી કોઇએ ઉપરથી જવાબ ન આપ્યો. જવાબ ન મળવાથી તે સીધો દાદર ચઢી ઘરમાં દાખલ થયો. તો તેના મિત્રની સ્ત્રી નહાતી હતી અને તેણીની સાસુ તેણીને નવરાવી રહી છે એવું દ્રષ્ય તેની દ્રષ્ટીગોચર થયું. અસજનનો પોતાની ભાભીની અવર્ણનીય સુંદરતા જોઇ છક થઇ ગયો. અને તેના રૂંવે રૂંવા કામના જોરથી ઉભાં થઇ ગયા. તેનું દિલ બેઇમાન થઇ ગયું તે પાછળ કદમે થોડું હઠયો અને કંઇ

બજારથી મગાવવું હોય તો કહો એમ પુંછ્યું. સજનની મા હુસ્યાર અને ચતુર સ્ત્રીએ તરત તેના મલીન મનને કળી જઇ જવાબ દીધો કે આજે તો કોઇ ચીજ મંગાવવાની જરૂર નથી અને હવે પછી જ્યારે જરૂરત પડશે ત્યારે તમને બોલાવશું આ સાંભળીને અસજન ચાલતો થયો પણ દિવસ કાઢવો મુશકેલ થઇ પડયો. અને રાત્રે નિંદ્રા પણ ન આવી અને સહવાર થતાંજ વળી પાછો તે સજનના ઘર આગળ જઇ બુમો મારવા લાગ્યો. આ સાંભળી સજનની માએ બારીમાંથી હાથ જોડી જવાબ આપ્યો કે મેં તો તમને ગઇ કાલે ખુલ્લા શબ્દોમાં સમજાવી દીધું હતું તો પણ તમે આજે પાછા આવવા શા માટે તસ્દી લીધી?

આ સાંભળી અસજન તન મનથી બળી ખાખ થઇ ગયો. અને પોતાના વીકારોને શાન્ત કરવાના ઉદેશથી પાડોશમાંની બીજી બદમાશ સ્ત્રીઓ મારફત પોતાનું કામ કાઢવા પોતાના મીત્રની સ્ત્રી આગળ મોકલી; પણ તેઓ ધિક્કારને પાત્ર થવા સીવાય બીજું કાંઇ મેળવી શકી નહીં. એટલે લાચાર નિરાશ થઇ પોતાની દુકાનપર ગયો. દુકાનપર જતાંજ તેણે એક એવા આશયનો જુઠો અને તરકટી લાંબો કાગળ સજનપર લખ્યો કે જેથી તે બીચારો પોતાના ઘરની બરબાદીના ખબર વાંચતાંજ પાણી પિવા પણ ન રોકાતાં જલદી ચાલ્યો આવે અને પોતાની પત્નિને ઘરમાંથી કાઢી મુકે. અને તેણી નીરાધાર થતાં પોતાના વીકારને વશ થાય. સજનને જેવો તે તરકટી પત્ર મળ્યો અને વાંચ્યો કે તેના અંતઃકરણમાં અપાર દુઃખ પેદા થયું. તેણે પોતાની સોદાગરી માલ જેમ તેમ પાણીને મુલે ઓછા વત્તા ભાવમાં ફેંકવા માંડયો અને તેમ કરતાં પણ બાકી રહેલો માલ એક બે ત્રણ બોલાવી એટલે કે લીલામ કરી નાખ્યો અને પોતાના સોદાગરીના ધંધાને સમેટી ગુસ્સાની આગમાં બળતો જંગલ કાપતો કેટલેક દીવસે પોતાને ગામ આવી

પહોંચ્યો. આંખ-ચહેરો લાલ કરી ભયાનક સુરતમાં પોતાના ઘર પગ મુકયો અને પોતાની માતાના ચરણોમાં પડી રોવા લગ્યો અને કહેવા લાગ્યો કે હે માતા સ્ત્રીપર હાથ ઉગામવો તે મરદનું લક્ષણ નથી નહીંતર હું આને (પોતાની સ્ત્રીને) મારી નાખત.

માતા—બેટા વીના કસુરે તેણીને મારવાનું કહે છે તેણે તારૂં શું બગાડયું છે? પરમાત્માનો ડર રાખ.

સજન—બસ તમે ચુપ કરો હું તમારૂં કંઇ સાંભળવા માંગતો નથી. તેણીને કહી દ્યો કે જે ચીજની તેને જરૂર હોય તે ચીજ લઇ એકદમ ઘરમાંથી રવાના થઇ જાય.

માતા—બેટા વિના કસુરે ગૌ અને વહુ પર હાથ ઉચકવો તે આપણો ધર્મ નથી.

સજન—મારા દીલમાં એમ થાય છે કે તને અને તેને કતલ કરી નાખું પણ ખ્યાલ કરી જોઉં છું તો તારા પેટથી મે જનમ લીધો છે અને તેને પરણીને ઘરમાં લાવ્યો છું કે જેણે મારૂં અને મારા વડીલોના મુખ પોતાના કલંકથી કાળાં કરી નાખ્યાં છે.

માતા—દીકરા, રામરામ કર નાહક શું કરવા આ સતિ જેવી સ્ત્રીપર આવું ખોટું તોહમત મુકે છે?

સજન—જ્યારે તું તેણીના પક્ષમાં રહી મારૂં સાંભળવાજ નથી માગતી તો લે હું પોતેજ મારા હાથથી મારો નાશ કરવા તયાર છું. (એમ કહી સજને એકદમ તલવાર મ્યાનમાંથી કાઢી પોતાના ગરદનપર મારવા ખેંચી) તેણી આ મામલો જોઇ ગભરાઇ ગઇ અને કહેવા લાગી કે "બેટા, જો વહુ ઘરમાંથી જાય છે" એમ કહી વહુ સામું જોયું.

વહુ—માતા કાંઇ ચિંતા ન કરો હું ઘરમાંથી જાઉં છું.

માતા—અરે વહુ ખબર નહીં કે તારા સૌભાગ્યનો ચંદ્ર એ-કલો પડી જઈ શા માટે તારા જેવી સીતાને વનમાં મોકલે છે?

આ સાંભળતાંજ સત્યવન્તી (વહુ) એ ચોધાર આંસુએ રડતાં પોતાની ધર્મ માતા (સાસુ) અને પતિના ચરણોમાં માથું મુકી કહયું કે જો મારા જવાથી તમે સુખી થતા હો તો હું ખુશીથી જાઉં છું એમ કહી તેણી જવા લાગી.

માતા—બેટી ભગવાન તારી રક્ષા કરે.

સત્યવન્તી ઘરથી નીચે ઉતરી વીચાર કરવા લાગી કે હવે મારે ક્યાં જવું. આવા સમયમાં માતા પિતાને ત્યાં જવું એ પણ ઠીક નથી તેમ કોઇ સખી સાહેલી પાસે પણ જવામાં માલ નથી કારણ કે સંસારમાં સુખ સીવાય દુખનો સાથી કોઇ હોતું નથી. સૌથી સરસ ઉપાય તો એજ છે કે કોઇ ભયાનક જંગલમાં જઇ એકાંતમાં જીવન વીતાડું આવો નીશ્ચય કરી તેણી શહેરમાંથી બહાર જવા લાગી. અચાનક તેણી શહેરના તેજ દરવાજા આગળ આવી પહોંચી કે જ્યાં અસજનની દુકાન હતી. અસજન સત્યવન્તીને એકલી નિરાશ વદને ચાલી જતી જોઇ તે બદમાશ પોતાની પાથરેલી જાળમાં આ નિર્દોષ માછલીને સપડાયેલી સમજી દરેક હકીકત પામી ગયો અને હવે શીકારને હાથમાં લેવાનો આ ઠીક લાગ છે એમ ધારી તેણે સત્યવન્તીને બુમ મારી ઉભી રાખી અને નજીક જઇ કહેવા લાગ્યો કેઃ—

"ભાભી સાહેબ! ભાઇ ભાઇ તો પોતામાં દરેક ચીજના સરખા હકદાર છે તો તમે મને સજનની જગ્યાએ સ્થાપો અને મારા ઘરમાં પધારી રતીરંગમાં રશબસ થાઓ. નાહક આમ જંગલમાં જવાના ભયંકર સાહસને પોતાપર ન ખેંચો.

સત્યવન્તી—અરે ચંડાળ કોઢીઆ! પોતાના આ હાડકાં ટકાવવા માટે મને મારો ધર્મ વેચવા ન સમજાવ! તેં તારા નીમકહરામી પણાથી લોકપરલોક ખરાબ ખસ્ત કરી પોતાના ધર્મ ભાઇને દગો દીધો તો તું મારાથી વફાદાર રહીશ તેની ખાત્રી શું?

સત્યવન્તીના આમ કહેવા સાથેજ અસજનના શરીરપર કોઢ પ્રત્યક્ષ દેખાવા લાગ્યો અગાઉ તે કોઢયો નહોતો.

સત્યવન્તીને રસ્તાની ખબર નહોતી અને તેણી શોકસાગરમાં લીન થઇ શરીરનું ભાન ભુલી ઠોકરો ખાતી અજાણ્યે રસ્તે ચાલી જતી હતી. ચાલતાં ચાલતાં રસ્તામાં તેને ચોરો મળ્યા. ચોરોએ સત્યવન્તીને જોઈ પોતામાં મસલત કરવા લાગ્યા કે ભાઇઓ પરમાત્માએ કરૂણા કરી કેવો મજાનો શીકાર મોકલ્યો છે શું તેની લાવણ્યતા જુવાનીના જોશમાં ગુલાબના ફુલ જેમ ખીલી રહી છે તેના નાજુક બદનપર ઘરેણાં પણ પુષ્કળ છે વળી આગળ પાછળ નજર કરતાં કોઇ તેની સાથે હોય એમ પણ દેખાતું નથી. જરૂર તે રસ્તો ભુલી હોય આ શીકારને લુંટવોજ જોઇએ. આ પ્રમાણે સંકલ્પ કરી બધા ચોરો વીખરાઇ ગયા ફક્ત એક ચોર સત્યવન્તી પાસે જઇ ખબર અંતર પુછવા લાગ્યો સત્યવન્તી તે ચોરને જોઇ ડરવા લાગી અને કંઈ પણ જવાબ દીધા તેમજ તેના તરફ જોવા સીવાય પોતાનો રસ્તો કાપવા લાગી. જ્યારે પોતાને કોહું ન મળ્યું ત્યારે તેણે પોતાના મીત્રોને ઇશારો કરી બોલાવ્યા અને કહ્યું કે આતો દરેક રીતે ચાલાક લાગે છે. તે સાંભળી બીજાએ ઉતર આપ્યો કે તું પોતેજ બેવકુફ જણાય છે એમ કહી પેલા બીજાએ સત્યવન્તીની પુંઠ પકડી સત્યવન્તી તેને પોતાની પાછળ આવતો જોઇ ઝડપથી રસ્તો કાપવા લાગી એટલે તે લુંટારાએ પોતાના સાથીઓને મદદે બોલાવ્યા. બધા ચોરો એકી સાથે દોડી સત્યવન્તીને પકડી પાડી તેનો રસ્તો ઘેરી ઉભા. સત્યવન્તીએ દીલમાં ખ્યાલ કરી લીધો કે જેમ નીશાનબાજ નીશાન તાકતી વખતે, ચીત્રો શીકાર વખતે, લુચ્ચાઓ ભોળા મનુષ્યને ભોળવતી વખતે ઝુકી ઝુકી નમે છે અને તેમ કરી પોતાના શીકારને વીંધે છે. પોતાને આ બલાથી બચાવવા પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી.

ચોર—અરે બહેન તને એકલી ધભરાએલી હાલતમાં જોનાં અમને દયા આવે છે માટે તું અમને તારી કથા કહે અને અમારાથી દરેક પ્રકારની મદદ લે.

સત્યવન્તી—ભલા ભાઇઓ! મોઢેથી બહેન કહી દેવી સહેલી છે પરંતુ ધર્મ ભાઇની ફરજ બજાવવી મહા કઠીન છે.

ચોર—હા તમારૂં કહેવું ખરૂં છે અને એ પણ યાદ રાખો કે દુનીયામાં ધર્મને જાણનારા પણ જીવતા છે.

સત્યન્તી—ભાઇ તમો શું કામ કરો છો?

ચોર—અમે ચોર છીએ અને લુંટફાટનો ધંધો કરીએ છીએ.

સત્યવન્તી—ઠીક ત્યારે મારો તમને આશીરવાદ છે મને તમારી મદદની આવશ્યકતા નથી એમ કહી ચાલવા લાગી.

ચોર—અરે બહેન! શું ચોરનું નામ સાંભળી ડરી ગઇ?

સતવન્તી—જ્યારે તમારો એજ ધંધો છે તો પછી તમારા કહેવા ઉપર વિશ્વાસ કેમ આવે?

ચોર—બહેન, સાધુઓથી ચોર લોક વધારે ધર્મચુસ્ત હોય છે અને ચોરને પણ ગુરૂ ગુંસાઇ હોય છે. માટે વિશ્વાસ રાખ.

સતવન્તી—વાહ! તમારામાં એવો કોણ છે કે જે ધર્મનું પાલન અને બહેનની ફરજ બજાવી શકે?

એટલું સાંભળીને દયારામ નામનો ચોર ઝટ આગળ આવ્યો અને નમન કરી બોલ્યો કે હું હાજર છું.

સતવન્તીએ પોતાના ઉપર ગુજરેલી બધી મુશીબતોનો હેવાલ તે ચોરને કહ્યો. આ હેવાલ સાંભળીને દયારામને ઘણીજ દયા આવી અને સતવન્તીને ધર્મની બહેન કરી પોતાને ઘેર લઇ ગયો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે મારી સાથે જે આ બાઇ

ને અહીં લાવ્યો છું તે મારી ધર્મની બહેન છે, તું તેની સારી રીતે સેવા કરજે. દયારામ (ચોર)ની સ્ત્રીએ મનમાં વિચાર્યું કે આવી રીતે ધર્મને બહાને બહેન બનાવી શીકાર કરવો એ અમારો ધંધો છે. આને (સતવન્તીને) મારી ગુલામીને વાસ્તે લાવ્યા છે. અને તેના બધા ઘરેણાં કાલે હું પહેરીશ, એવા એવા વિચાર મનમાં ધરીને તે ઘણીજ ખુશી થઇ. તુરતજ તે ઉઠી અને સતવન્તીના વાસ્તે ભાત ભાતના ભોજન તઇયાર કીધાં અને તે ભોજન ખવરાવી પીવરાવી દરેકરીતે તે દીવસે સતવન્તીની સેવા ઘરેણાની લાલચથી કરી. જ્યારે સાંઝ પડી ત્યારે ચોરની સ્ત્રીએ અંદર એક સારૂં અને સ્વચ્છ બીછાનું કર્યું અને સતવન્તીને કહ્યું, બહેન! અંદર પધારો અને આરામ કરો.

સતવન્તી—બહેન, આજની રાત તો હું બહારજ સુઇશ, કાલથી જોયું જાશે.

દયારામ (ચોર)ની સ્ત્રી—નહિ નહિ, બહેન અંદર ઘણું સરસ બીછાનું પાથરી દીધું છે માટે અંદર જાઓ.

દયારામ—બહેન તમારી ખુશી, જોઇએ તો અંદર સુવો, અગર બહાર સુવો જેવી તમારી મરજી.

સતવન્તી પરમાત્માને યાદ કરતી અને પોતાના દુઃખથી વિલાપ કરતી બહારજ સુતી પણ દુઃખના વિલાપમાં જરા પણ ઊંઘ ન આવી.

અહીં ચોરની સ્ત્રીને પણ સતવન્તીના ઘરેણાં ઉતારવાની ફીકરમાં આખી રાત ઊંઘ ન આવી. રાત્રે ચોરને જાગવામાં વાર લાગી, ત્યારે તે સ્ત્રીએ પોતાના પતિ દયારામને ઉઠાડ્યો અને કહ્યું કે હવે તમારા શિકારનો વખત થયો છે, જલદી ઉઠો અને સતવન્તીને મારી, તેનું બધું ઘરેણું ઉતારી મારી પાસે લાવો.

દયારામ—અરે બેવકુફ! એ તો મારી ધર્મની બહેન છે, જેને હું ધર્મની સેવા કરવા ખાતર લાવ્યો છું અને તું તેના ઘરેણાં

ઉતારવાનું કહે છે! અફસોસ! જેને ધર્મની બહેન બનાવવી તેના ઉપર હાથ નાખવો એ કામ મારાથી બીલકુલ નહી બને. (કેમકે હું તો તેને મારી ધર્મની બહેન કરી ચુકયો છું).

સ્ત્રી—જો ધર્મનું નામ ન લીઓ તો તમારામાં કોણુ ફસાય ?

દયારામ—નહિ નહિ હુ ગુરૂની આજ્ઞા વીના પગલું નહિ ભરૂં.

સ્ત્રી—બસ બસ હવે વધારે જ્ઞાન નહિ સંભળાવો, ઉઠો અને જલદી મારીને તેના દાગીના ઉતારી લાવો. વખત ન ગુમાવો.

દયારામ—હવે ગમે તે થાય પણ તેનાપર હું બુરી દાનત કદી પણુ નહિ કરૂં. ભલે પછી મારૂં ગમે તે થાય.

સ્ત્રી—તમારાથી થાય અગર ન થાય, પણ તમે જો દાગીના ઉતારી નહિ લાવો તો હું હમણાં મરીશ.

(એટલું કહીને ઝટ અંદર ગઇ અને એક મોટી છરી લાવી) ત્યારે ચોર પોતાની સ્ત્રીની જીવહત્યાના ભયથી લાચાર બની તેના હુકમ માનવાને તઇયાર થયો. જેવો તે સ્ત્રીના હાથમાંની છરી લઇ સતવન્તીને મારવા તથા તેના ઘરેણા ઉતારવાને વાસ્તે ઘરથી બહાર પગ ભર્યો તેવો એકદમ આંધળો બની ગયો.

સતવન્તી બહાર પડી પડી આ બને ધણી ધણીઆણીની તકરાર સાંભળી રહી હતી. ચોર આંધળો થઇ જવાથી પોતાની ઓરતને અવાજ દેવા લાગ્યો અને અહીં તહી ગોથાં ખાવા લાગ્યો જેવી તે નજીક ગઇ કે તે તેને કહેવા લાગ્યો કે અરે બેવકુફ તારી શીખામણથી હું આંધળો થયો.

સ્ત્રી—તમારી બંને આંખો તો સારી જોવામાં આવે છે. તમને ઘરની ઓરતને દગો દેતા શરમ નથી આવતી?

દયારામ—નહિ નહિ, હું સાચું કહુંછું, ધર્મની બહેનપર હાથ નાખવાનું ફળ મને તો મળી ગયું અને હવે તને પણ મળશે

સ્ત્રી—તમે કેમ મારા પ્રાણના ભુખ્યા બનોછો?

દયારામ—નહિ નહિ, મને તો બીલકુલ દેખાતું નથી.

સ્ત્રી—ચાલો હું તમારી સાથે આવુંછું.

જ્યારે બંનેએ સતવન્તીના ઘરેણા ઉતારવાના ઇરાદાથી બહાર પગ ભર્યો તો એકદમ બને પોતપોતાના પાપથી આંધળા બની ગયા અને અહીં તહીં ગોથાં ખાતાં ઠોકર ખાવા લાગ્યા.

સતવન્તી આ બનાવ જોઇ કૃપાસિન્ધુ, દીનદયાળ, સૃષ્ટિકર્ત્તા, પરમેશ્વરના એક જીભથી ક્રોડવાર ઉપકાર માનતી તથા પ્રભુનું ભજન કરતી ઉઠી અને ચોર તથા ચોરની ઔરત પ્રત્યે કહેવા લાગી, ભાઇ તમે તો પોતાનો ધર્મ ખુબ નીભાવ્યો. શુ ધર્મની બહેનના હક આવી રીતે નીભાવો છો? સ્ત્રીની શીખવણીથી તું આજ મારા પ્રાણનો ગ્રાહક બની ગયો સાચું છે કે જો ઇશ્વર આજ મારી સહાય ન કરત તથા તમે બંને આંધળા ન થયા હોત તો આજ જરૂર મારો જીવ જાત. કોઇએ કહ્યું છે કે:— "વિનો વિચારે જે કરે, તે પાછળથી પસ્તાય; સત્ય વચન ત્યાગી દે, તે નર્કમાં ગોથાં ખાય." માટે વિના વિચાર્યું કામ કરવાથી પાછળ પસ્તાવું પડે છે, જે સત્ય વચનનો ત્યાગ કરી દે છે તે અંતે નર્કમાં ગોથાં ખાય છે. આટલું કહી ચોરોને રામ રામ કરી ચાલતી થઇ. દયારામને સતવન્તીની વાતો સાંભળી ઘણીજ શરમ લાગી અને દીલગીર થઇ કહેવા લાગ્યો, કે કમજાત સ્ત્રીની બુરી શીખામણે મારો આ લોક તથા પરલોક બગાડયો.

બીજી બાજુ સતવન્તી ચાલતી ચાલતી થોડા દીવસ બાદ શીવરાત્રીને દીવસે એક શહેરમાં પહોંચી. શહેરવાસીઓને શીવ પુજનમાં મગ્ન જોઇ, સતવન્તી પોતાના ઘરનું શીવપુજન યાદ કરી, એક શીવ મંદીરની સામે જઇ પોકેપોક રડવા લાગી. સતવન્તીને રોતી જોઇ રસ્તે જનાર હજારો મનના મેલા આદ-

બીઓએ પુછી પુછી પોતાનો રસ્તો લીધો. જ્યારે સાંઝ પડી ત્યારે એક સંતાનહીણ ખાનદાન, બુઢ્ઢો શાહુકાર સતવન્તીને રોતી જોઇને કહેવા લાગ્યો, એ ધર્મપુત્રી! તું કોણ છે? અને કયાંથી આવી છે? કે આજ આનંદવ્રતના દીવસે તું મંદીરની સામે ઉભી ઉભી રોયા કરે છે અને કયા દુઃખથી વિના ચોમાસે વર્ષાદ વરસાવી રહી છે?

સતવન્તી—બાપા! તમો મારી હાલત પુછી શું કરશો.

શાહુકાર—નહિ, તું તારાં દુઃખની વાત કહે, હું મારી શક્તિ અનુસાર સહાયતા અવશ્ય કરીશ.

સતવન્તી—જાઓ જાઓ બાપા, હું ઘણા ધર્મને નીભાવવા-વાળાને તથા મદદ કરવાવાળાઓને જોઇ ચુકી છું.

શાહુકાર—અરે ધર્મ પુત્રી મને તારી દશા જોઇ ઘણીજ દયા આવે છે. તો કહેવામાં વીલંબ કેમ કરે છે.

સતવન્તીએ આટલું સાભળી પોતાનો કુલ હેવાલ કહી સંભળાવ્યો. શાહુકાર સતવન્તીના દુઃખનો હેવાલ સાંભળી ઘણોજ દીલગીર થયો અને તેણીને પોતાની ધર્મ પુત્રી બનાવી ઘેર તેડી ગયો. અને મનમાં વિચાર્યું કે કદાચ આના પગલાંથી મારા ઘરમાં સંતાન પ્રાપ્તિ થાય. ઘરમાં લઇ જઇ પોતાની સ્ત્રી સહીત સતવન્તીનું ખુબ માન જાળવવા લાગ્યો અને આ અનાથ સતવન્તીના દીવસો આનંદથી વીતવા લાગ્યા. આ બુઢ્ઢા શાહુકારે એક નોકરને બચ્ચપણથી પોતાના ઘરમાં પાળી પોષી મોટો કર્યો હતો અને તે નોકરને પક્કી ખાત્રી હતી કે શાહુકારના મરણ પછી આ ઘરનો માલીક હુંજ બનીશ. પણ શાહુકાર સતવન્તીને વધારે માન આપતો હતો તે જોઇ નોકર બળવા લાગ્યો અને સતવન્તી ઉપર બદનીયત બની ગયો. અને આઠે પહોર અદેખાઇની નજરે જોવા લાગ્યો. અને તેની આબરૂપર હાથ નાખવાનો લાગ જોવા લાગ્યો. જ્યારે જ્યારે તેને લાગ મળતો ત્યારે ત્યારે સતવન્તી

સત્યના પ્રતાપથી ધર્મ અને આબરૂને બચાતી. અને તેજ સત્યના પ્રતાપે શેઠના ઘરમાં તેની સ્ત્રીને ઓધાન રહ્યું. અને નવ માસ પુરા થતા પુત્રનો જન્મ થયો. હવે સતવન્તીનું માન પહેલેથી દશ ગણું વધ્યું. અને શાહુકારે ગરીબોને ઘણુંજ દ્રવ્ય દાન કર્યું. આ જોઇ પેલો નીમકહરામ નોકર સતવન્તીપર વધારે બળવા લાગ્યો અને બુરા દીલથી બુરી તજવીજ શોધવા લાગ્યો.

આ કમબખ્તને એક દીવસ એવો લાગ મળ્યો કે, સતવન્તી પોતાની ધર્મ માતાને નવરાવતી હતી અને બાળક પારણામાં સુતો હતો તે વખતે આ નીમકહરામે, બાળકના પ્રાણ લેવાનો સારો લાગ જોઇ, સતવન્તી અને બાળકની માતાથી છાનો ધીમે પગલે પારણાની પાસે જઇ કઠોર હૃદયથી તેણે બાળકનું ગળુ એવું દબાવ્યું કે બાળકના પ્રાણ તેજ વખતે જતા રહ્યા અને પોતે છાનોમાનો નીચે ઉતરી ગયો. જ્યારે આ બેઉ નાહી રહી અને પારણાની પાસે જઇ બાળકને ધવરાવવા માટે ઉઠાડવા લાગી તો બાળકનો શ્વાસ બંધ જોયો અને બાળક મરી ગએલ જોયું. બાળકની માતા દીકરાને આમ મરેલો જોઇને બેશુદ્ધ થઇ પડી ગઇ. અને હાહાકાર કરવા લાગી. જ્યારે સતવન્તીએ આ બનાવ જોયો ત્યારે તે ઘણોજ અફસોસ કરવા લાગી. મહાન પાપી નોકર પોતાનું પાપ છુપાવવા માટે સૌથી વધારે પ્રેમ અને સફાઇ બતાવી પોતાને પથર મારવા તથા મરવા લાગ્યો અને જોરથી કહેવા લાગ્યો કે મારા તંદુરસ્ત ભાઇને આ ડાકણે (સતવન્તીએ) ખાધો છે. જ્યારે સતવન્તીએ આ ચંડાળના મોંથી આવી આવી વાતો સાંભળી ત્યારે તે ઘણીજ અફસોસ કરવા લાગી અને પ્રભુની પ્રાર્થના કરતાં કહેવા લાગી કે હે પ્રભુ! ખબર નથી પડતી કે મારા ભાગ્યનો શું ઉલટો નકશો ચીતર્યો છે કે ન મને ઘરમાં સુખ મળ્યું કે ન બહાર આરામ મળ્યો? જ્યાં આરામ મળે છે ત્યાં એકને એક

ઉપાધી જરૂર ઉભી થાય છે. મારા ધર્મ ભાઇને કોણ જાણે કેણે માર્યો અને મારી ઉપર ખોટું કલંક લાગ્યું. હે પ્રાણનાથ, હે કરૂણામય, હે મુક્તિદાતા, હે દીન દયાળ, હે પરબ્રહ્મ અવિનાશી, હે શ્યામ સુંદર, હે કૃષ્ણ મુરાર, હે દીનાનાથ, હે સર્વશક્તિમાન ઇશ્વર, હે સંકટહર્તા હવે આ દુઃખસાગરથી આપ મારી મુશીબતો દુર કરો. હે ઇશ્વર આ ભયાનક ઘડીથી મને બચાવો. અહીં સતવન્તી પરમેશ્વરની પ્રાર્થના કરી રહી છે, બીજી તરફ પેલો નીમકહરામ નોકર વારંવાર એજ શોર મચાવી રહ્યો હતો કે આ ડાકણને મારા સામેથી દુર કરો (ઘરમાંથી કાઢો) નહીં તો હું મારા ભાઇ (બાળક)ને ઘરની બહાર લઇ જતા પહેલાં મારો જીવ આપીશ. બાળકનો પિતા (શાહુકાર) અને બીજા લોકો આ બનાવ જોઇ પશ્ચાતાપ કરવા લાગ્યા અને બીજા તમામ માણસો શાહુકારને કહેવા લાગ્યા. જે મરવાવાળો હતો તે તો મરી ગયો, હવે બીજાને (નોકર) પથરથી કેમ મરવા દો છો, એને તો બચાવો. એટલું સાંભળી શાહુકારે નોકરને ધીરજ આપી અને સતવન્તીને કાઢી મુકવાનું કહી નોકરને પથર મારી મરતાં બચાવ્યો. અને સતવન્તીને કહ્યું કે :—

શાહુકાર—ઓ બેટી તુંને જે ચીજની જરૂરત હોય ને ચીજ લઈ જ્યાં તારી મરજી હોય ત્યાં ચાલી જા. હું લાચાર છું.

સતવન્તી—ઓ પિતાજી સત્ય વચન, હું જાઉંછું.

શાહુકાર—બેટી હું શું કરૂં તારી પાછળ નાહક એક ખુન થાય છે અને આજ કાલ મારા તથા તારા નશીબના પાસા ઉલટા પડ્યા છે. (સતવન્તી તે ચંડાળને કહે છે)

સતવન્તી—અરે દુષ્ટ મેં તારૂં જે કાંઇ બગાડયું તે બગાડ્યું. પણ આ નિર્દોષ બાળકે તારૂં શું બગાડ્યું હતું કે તેં તેની પ્રાણ

હત્યા કરી નાંખી. (સતવન્તીના આમ કહેવાથી નોકરના શરીરમાં ક્રોધ એકદમ ફેલાઇ ગયો.)

સતવન્તી આટલું કહી શાહુકારના ઘરથી ચાલી ગઇ. ચાલતાં ચાલતાં મનમાં વીચાર્યું કે બધા બેઇમાન થાય છે તેનું કારણ શું છે. મનમાં ખ્યાલ કરી જોયો તો એમ સમજવામાં આવ્યું કે દાગીનાના ચળકાટથી તેમજ જુવાનીના કારણથી હશે એમ ધારી સતવન્તી પોતાનું કુલ ઘરેણું ઉતારી અને સુંદર કપડાંને ખાખી કરી, શરીરપર વીભુતી ચોળી, અને જંગલનો રસ્તો કાપવા લાગી. ચાલતાં ચાલતાં રસ્તામાં એક કુવો નજરે પડયો, બીચારી તડકાથી તરસી થઇ તે કુવાપર પાણી પીવા ગઇ અને કુવાનું પાણી પીઈ એક ઝાડને છાંયે બેસી આરામ લેવા લાગી અને પરમેશ્વરના ગુણ ગાવા લાગી, એટલામાં તે કુવાનો માલીક જાટ આવ્યો અને સતવન્તીને સાધુ સમજી મનમાં કહેવા લાગ્યો, આ કમનશીબ રસ્તેથી આજ સુધી કોઇ સાધુ મહાત્મા નથી પધાર્યાં, આજે મારા સદભાગ્ય કે મને એક મહાત્માના દર્શન થયા, એટલું કહેતાં તે જાટ સતવન્તીને પગે પડયો અને કહેવા લાગ્યો :-

જાટ—મહાત્માજી નમસ્કાર, આજ આપ કયાંથી પધારોછો. મને લાગે છે કે આપ આ પાપી ધરતીને પવિત્ર કરવા આવ્યાછો.

સતવન્તી—નહિ નહિ, હું મહાત્મા નથી અને આ પાપી ધરતીને પવિત્ર કરવાવાળા એ પિતા પરમેશ્વર છે. મારામાં એવી તાકાત નથી કે પવિત્ર કરૂં.

જાટ—નહિ નહિ, આપમાં બધું બળ છે અને તે વાસ્તે આજ આપે મને દર્શન દીધાં છે. આપને વાસ્તે અહીં એક ઝુંપડી બનાવી આપુંછું, આપ તેમાં આનંદથી નિવાસ કરો અને હું આપની દરેકરીતે સેવા કરવા ચાહુંછું.

સતવન્તી—સારૂં તમારી મરજી, હું અહીં ધુણી બનાવીશ.

સતવન્તીએ મનમાં વિચાર્યું કે સ્ત્રીની જાત છું, આપદાની ઘડી છે, એટલા માટે નકામું રખડવું ઠીક નહીં, તેના કરતાં બહેતર છે કે અહીંજ મુકામ કરવો કેમકે આ ગરીબ જાટ છે. કલંક મોટા લોકોના મોટા ઘરથી લાગે છે અને ખાસ કરી જમા-નાના મોટા કહેવાતા કળીકાળમાં ગરીબોનું લોહી ચુસી મોટા બને છે. આવા આવા ખ્યાલ જ્યારે સતવન્તીને આવ્યા ત્યારે જાટને ઝુંપડી બનાવવા કહ્યું. જાટે તુરતજ ઝુંપડી બનાવી અને સતવન્તીએ પોતાની ધુણી બનાવી. સતવન્તી એક ચિત્તથી પરમેશ્વરનું ધ્યાન કરવા તથા તેના ભજન ગાવા લાગી. એમ કરતાં સતવન્તી એક દીવસ જ્યારે તે પરમેશ્વરનું ભજન કરતી હતી તે દરમ્યાન એક કોઢીયો કે જે નજદીકના એક ગામમાં રહેતો હતો તે ત્યાંથી નીકળ્યો અને સતવન્તીને મહાત્મા સમજી ધુણી પાસે આવી ગળ-ગળીત સ્વરે કહેવા લાગ્યો, હે નાથ ! હું આપની શરણમાં આવ્યો છું, હે પ્રભુ મારી રક્ષા કરો, પરઉપકાર કરવો એ આપનો પરમ ધર્મ છે. સતવન્તી તેના આ હાલ જોઇને તથા તેનું કહેવું સાંભળી ચકિત થતાં તે કોઢીયાને કહેવા લાગી :–

સતવન્તી—અરે રોગી તને શું થયું છે કે આમ વીલાપ કરેછે.

કોઢીયો—મહાત્માજી મારી આ દશાપર આપ કૃપા કરો, કેમકે મારાથી આ જીંદગીમાં મોટું પાપ થયું છે.

સતવન્તી—તારા જન્મમાં તેં કયું મોટું પાપ કર્યું છે ?

કોઢી—હે નાથ હું મોટા ઘરનો છોકરો છું અને જુવાનીના મદમાં સાધુ બ્રાહ્મણને મશ્કરીમાં ઉડાવ્યા કરતો હતો તથા જે અધીકારીઓને મારા બાપદાદા કંઇ આપતા હતા, તે મેં ઉલટું તેને મના કરી બીનઅધીકારીઓને આપતાં ગુરાઇનું ટીલું લીધા કરતો હતો. સનાતન ધર્મ, સાધુ બ્રાહ્મણોથી પ્રેમભાવ તથા શ્રદ્ધાને ઉઠાવી અનેક મત મતાંત્રવાળામાં જઇ બેસતો હતો. અને હરેક

સાધુ બ્રાહ્મણોને જુઠા સમજી પોતાની ઇજ્જતપર દરેકથી શ્રાપ વેરી લેતો હતો, તથા જુવાનીના દીવસો દલાલ તથા કલાલોને ત્યાં વીતાડયા કરતો હતો. હે નાથ! આ કોઢ કે જે મારા શરીરપર ફેલાઇ રહયો છે તે આ કર્મોના પાપથી થયો છે. હે સ્વામી! હવે આપ મારા ઉપર કૃપા કરો, હે પ્રભુ આપજ મારી ડુબતી હોડીને (કોઢને) પાર ઉતારો (મટાડો). આ કોઢીઆના આવા વચન સાંભળી સતવન્તીને ઘણીજ દયા આવી. સતવન્તીના હ્રદયમાં દયા ધર્મના ઉછાળા આવવા લાગ્યા, ત્યારે સતવન્તીએ પરમેશ્વરની પ્રાર્થના કરી તથા કોઢીઆ પ્રત્યે કહ્યું કે વિશ્વાસ રાખ તથા તારા કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કર. આટલું કહી સતવન્તીએ પ્રભુનું સ્મરણ કરી હરિઃ ઓમ્ નામના ત્રણ છાંટા નાખ્યા, જે છાટાના પડવાથી કોઢીનું શરીર પુનમના ચંદ્રની માફક ચમકવા લાગ્યુ, પછી તો એ કોઢી એકદમ સાજો થઇ કુદવા લાગ્યો તથા સતવન્તીને નમસ્કાર કરી ચર્ણસ્પર્શ કરી પરમેશ્વરને યાદ કરતો ગામમાં ગયો અને જોરથી બુમ મારી મારી કહેવા લાગ્યો કે, ઓ લુલા, આંધા, લંગડા, કોઢીઆ, નિર્ધનો, વાંઝીઆઓ અને દરેક પોતપોતાની મનોકામના પુર્ણ કરાવનારાઓ, જાઓ જુઓ ગામની બાહાર જાટના કુવા પાસે પરમેશ્વર આવ્યા છે. જ્યારે ગામવાળાઓએ આ સાંભળ્યું તથા તેનું શરીર કોઢથી સારૂં થયેલ જોયું ત્યારે સૌ તાજુબ થયા અને દરેક જણ પુછવા લાગ્યા, આ પરમેશ્વર કયાં છે? તેણે જવાબ આપ્યો, ચાલો હું બતાવું છું અને દરેકને સતવન્તીની ઝુંપડી બતાવી દીધી.

સતવન્તીની આ પ્રસંશા સાંભળી હરકોઇ પોતપોતાની મનકામના પુરી કરાવવા માટે સતવન્તીના પાસે જાવા લાગ્યા. સતવન્તીના આ કર્તવ્યની ધ્વની દુર દુરના શહેરો સુધી પહોંચી ગઇ અને જે આવતા હતા તે દરેક ઇશ્વર ઇચ્છાથી મોં માગી મુરાદો

પોતાનું સત્ય કથન કહી હાંસલ કરતા હતા. એટલામાં પેલા બે આંધળાં, (ચોર તથા તેની સ્ત્રી) તથા પેલા શાહુકારના નીમકહરામ નોકર, તથા સતવન્તીના પતિ પોતાના મિત્ર અસજનની સાથે પોતપોતાની મનોકામના પુરી કરાવવા આ મહાત્મા (સતવન્તી)ના પાસે આવ્યા. જ્યારે સતવન્તીએ પોતાના પતિને આવતા જોયા ત્યારે તે ઉઠી મોટા માનથી પતિના પગે લાગી, પણ સજન તેને ન ઓળખ્યો અને સાધુ સમજી મનમાં અફસોસ કરવા લાગ્યો કે આ તો ગજબ પાપ લાગ્યું, કે સાધુ મહાત્મા થઇ મને પગે લાગ્યા સતવન્તીએ પોતાના પતિના દીલની વાત જાણી કહેવા લાગી કે શોચ નહિ કરો, સંસારમા બધા રમતા રામ સાધુ છે. (ગ્રહસ્થ કોણ છે?) ભ્રમ નહિ કરો, એટલું કહી બધાને આદર સત્કાર કર્યો, એટલામાં આંધળા ચોર તથા તેની સ્ત્રીએ હલ્લો મચાવી કહ્યું કે પ્રભુ અમારી ઇચ્છા પુર્ણ કરો. સતવન્તીએ કહ્યું ભાઇ મારામા તમારાં કષ્ટ કાપવાની જરા પણ તાકત નથી. તમારૂં સત્યકથન અને હરી નામમાં મોટી શક્તિ છે. એટલા માટે તમો બધા પોત પોતાની સત્ય કથા કહીને પોતપોતાના રોગોનું નિવારણ કરી શકો છો, સતવન્તીનું આ કથન સાંભળતાંજ સજનના મિત્ર અસજને મનમાં વિચાર્યું કે હવે ભેદ ખુલશે, પણ દીલને ઠામ રાખી કહ્યું શરીર સારૂં થશે તો મિત્ર અનેક. શાહુકારના નોકરે પણ વિચાર્યું કે હવે તો મારા પાપના પડીકાં ખુલ્યાં. તેણે પણ દીલમા વિચાર્યું કે શાહુકારને બદલે બીજા પાસે જઇ ગુજરાન ચલાવીશ. ચોર તથા તેની સ્ત્રીએ પણ વિચાર્યું કે કોને ખબર તે સ્ત્રી ક્યાં ગઇ અને ક્યા નહીં, ચાલો અત્યારે તો સાચેસાચું કહી આપણી આંખો મેળવીએ. ત્યારે ચોરે હાથ જોડી કુલ હકીકત જે કાંઇ સતવન્તીની સાથ દગો કર્યો હતો તે સાચે સાચું કહી દીધું. સતવન્તી બંનેની સાચી વાતથી ખુશી થઇ ભગવાનને યાદ કરી હરિઃ ઓમ નામના

ત્રણ છાંટા નાખ્યા, બેઉના ઉપર છાંટા પડતાંજ આંખો ઉઘડી ગઇ અને બેઉએ પોતાના પાપોનો પશ્ચાતાપ કર્યો.

હવે શાહુકારનો નીમકહરામ નોકર પોતાની કથા કહેવા આગળ વધ્યો તે જોઇ સતવન્તી કહેવા લાગી કે જેવી રીતે આ આંધળાં પોતાની સાચી વાત કરી દેખતાં થયાં તેવીજ રીતે તું તારી સાચી હકીકત સંભળાવી, તારા સત્યના પ્રતાપે સુંદર શરીર બનાવી ઘેર જા. એટલું સાંભળતાં તે નીમકહરામ નોકરે સાચી હકીકત કહેવાની શરૂઆત કરી અને સતવન્તી ઉપર ગુજારેલી બીના તથા બાળકનું ખુન કેમ થયું વીગેરે સાચી વાત કરી, જે સાંભળતાંજ શાહુકાર ઘણોજ વીલાપ કરવા લાગ્યો તથા મનમાં શોચ કરવા લાગ્યો કે અફસોસ, મેં નાહક બીચારી સતવન્તીને આ નીમકહરામના જુઠા કહેવાપર ઘરમાંથી કાઢી મુકી.

સતવન્તી આ નીમકહરામની સાચી વાત સાંભળી ઘણી ખુશી થઇ અને કહ્યું કે હવેથી આવું કૃત્ય નહિ કરતો અને પશ્ચાતાપ કર્યા કરજે એમ કહી હરિઃ ઓમ નામના ત્રણ છાંટા માર્યા જેથી તેનું શરીર સુંદર થઇ ગયું. હવે સતવન્તી પ્રભુની પ્રાર્થના કરવા લાગી કે હે પ્રભુ જેવારીતે આપના નામના પ્રતાપથી ઘણા લોકનું ભલું કરી મને યશ આપ્યો છે તેવી રીતે મારા ધર્મ પિતાની પણ મનોકામના પુરી કર, એટલું કહી ધર્મ પિતા (શાહુકાર)ને પણ સતવન્તી કહેવા લાગી કે તમારી શું ઇચ્છા છે?

શાહુકાર—અરે મહાત્માજી (સતવન્તી) હું તમારાથી શું માંગવા લાયક છું હું તો પહેલેથીજ આ નીમકહરામ નોકરને લઇ પાપી થઇ ચુકેલો છું તો શું માંગું.

સતવન્તી— નહિ, જે તમારી ઇચ્છા હોય તે કહો, તમારા સત્ય કથન સાંભળવાથી તમારા પાપની ક્ષમા મળી ચુકી છે. (જે

વાનનો પાછળ પશ્ચાતાપ કરવો હોય તે સમયપર વિચાર કરી લેવો યોગ્ય થાય છે) માટે કહો.

શાહુકાર—હે પ્રભુ! એક સંતાન શિવાય બીજી કાંઇ ઇચ્છા નથી.

આટલું સાંભળી સતવન્તીએ ભગવાનની પ્રાર્થના કરી અને એજ બાળક કે જેને પેલા નીમકહરામ નોકરે મારી નાખ્યો હતો તે એક ફુલના વિમાનમાં બેસી પિતાના (શાહુકારના) ખોળામાં આવી ઉતર્યો કે આકાશમાથી ફુલોનો વર્ષાદ વરસ્યો.

હવે સતવન્તીને ઘરમાંથી કઢાવનાર (અસજન)નો વારો આવ્યો અને બીજાઓની માફક અસજન પણ કુલ હકીકત, સતવન્તીપર આશક થવું, ભાઇને પરદેશથી બોલાવ્યો, સતવન્તીને હાંકી કાઢવી, અને સતીવન્તીના શ્રાપથી કોઢીયા બની જવું વીગેરે સાફ સાફ સાચી કથા કહી સભળાવી અને પોતે કરેલાં પાપકર્મોની માફી માગી.

સજન, અસજનની આવી આવી વાતો સાંભળી ઘણોજ રંજીદો થયો અને સખત ગજબનાક થઈ કહેવા લાગ્યો, અફસોસ! મેં આ જુઠા દોસ્ત કે જેને હું મારા ભાઇની બરાબર માનતો હતો, તેની જુઠી વાતો સાંભળી મારી વહાલી સ્રીને વીના અપરાધે કાઢી મુકી, સજન આટલું કહી રોવા લાગ્યો. જ્યારે સતવન્તીએ અસજનના મોંથી સાચે સાચી કુલ વાત સાંભળી તો તેનાપર ઘણીજ દયા આવી અને ભગવાનને યાદ કરી, તેને પણ ત્રણ છાંટા હરિ: ઓમ નામના નાખ્યા તો પહેલેથી વધારે સુંદર શરીર બની ગયું તથા પશ્ચાતાપ કરાવ્યો. પોતાના પતિ સજનને દીલાસો દઇ કહયું બેસો હું હમણા આવું છું. ઝુંપડીની અંદર જઇ પોતાનાં ઘરેણાં તથા કપડાં પહેરી અને પડદો ઉપાડયો. પતિના ચરણમાં પડી. આ બનાવ જોઇ બધા તાજ્જુબ થઈ ગયા અને દેવતાઓએ આકાશમાંથી ફુલનો વર્ષાદ વર્ષાવ્યો. સજન તથા અસજન આ હાલ જોઇ તથા સતવન્તીને ઓળખી શરમીંદા થઇ ગયા અને કહેવા

લાગ્યા, હે માતા! આજ સુધી જે કાંઇ અમોએ કર્યું તે સોળ આના નર્કનું સાધનજ કર્યું છે, હવે તમોજ અમારા પાપની ક્ષમા કરો અને અમને હવે આ ભવસાગરથી પાર ઉતારો.

સતવન્તી—સ્વામી અપમાન ખાવાનુ કાંઇ કારણ નથી, આ બધા મારા કીસ્મતના ચમત્કાર હતા. હવે તમો બધા આનંદથી પોતપોતાને ઘેર જાઓ.

શાવકાર, તેનો નોકર, ચોર તથા તેની સ્ત્રી શરમીંદા થઇ, સતવન્તીના ચરણ સ્પર્શ કરી નમસ્કાર કરી, ભગવાનનું સ્મરણ કરતાં કરતાં પોતપોતાના ઘરે ગયા. દુષ્કર્મો છોડી દીધા અને પશ્ચાતાપી બની, આનંદથી ભગવાન ભજન કરવા લાગ્યા.

સજન—હે વહાલી હવે ઘેર ચાલ.

સતવન્તી—નહિ નહિ, હું ઘેર જવા લાયક નથી.

સજન—દેશની ઇચ્છા પુર્ણ કરી. દેશનું કલ્યાણ કરો.

સતવન્તી—હું સત્ય અસત્યની પરીક્ષા કરી ચુકીછું. દેશનું કલ્યાણ કરવાવાળા એ પિતા પરમેશ્વર છે. (પરંતુ દેખતા નથી કે ઉપર બહારના દીલથી દેશની જય મનાવવાવાળા દેશની ભલાઇ માટે કેવારીતે ભોગ આપી ચુક્યા છે.

સજન—ઠીક છે, પણ એ વહાલી ઘરમાં કાંઇ સંતાન નથી.

સતવન્તી—તમારો ધર્મ છે કે બીજી સ્ત્રી કરો અને જરૂર સંતાન પેદા કરો હું ખુશીછું.

સજન—હું તમારી હયાતીમાં કદી બીજી સ્ત્રી નહીં કરૂ.

સતવન્તી—હે સ્વામી મારૂં મન તો યોગ સાધન વૈરાગમાંજ લાગી ગયું છે તો મારાથી આવી શકાશે નહીં.

સજન—પતિ જીવતાં સ્ત્રીએ વૈરાગ લેવો ઠીક નહીં.

સતવન્તી—કોઇ ચીજને ઘરમાંથી કાઢી નાખવા બાદ ઘરના ધણીનો તેના ઉપર કાંઇ હક રહેતો નથી.

સજન—અરે એ તો મારી મોટી ભુલ થઇ કે ધર્મભાઇના ખોટા કહેવાપર મેં તને વિના કસુર ઘરમાંથી કાઢી મુકી અને હવે એ વાતનો ખ્યાલ તારે જરા પણ ન લાવવો જોઇએ કેમકે જે કાંઇ મારા તથા તારા કર્મમાં લખ્યું હતું તે થઇ ગયું.

સતવન્તી—જે વાતનો પાછળથી પસ્તાવો કરવો પડે તેનો પહેલેથીજ વીચાર કરવો ઉચિત છે. ગચ્છતં ન શોચામિ.

સજન—ગુરૂ વિના તેં કેવી રીતે યોગ ધારણ કર્યો અને આ જ્ઞાન ક્યાંથી મળ્યું તે હકીકત કહે.

સતવન્તી—હે સ્વામી આ મેં યોગ ધારણ નથી કર્યો પણ પરદેશમા મારી આબરૂ બચાવવા ખાતર આ વેશ બનાવ્યો અને ભગવાને આ વેશની લાજ રાખી દેખાય છે.

સજન—જ્યારે ગુરૂ નથી કર્યો તો પછી ગ્રહસ્થાશ્રમમાં પાછાં જોડાવામા કાંઇ પાપ નથી, કારણ કે યોગ સાધનથી ગ્રહસ્થાશ્રમ મોટો કહેવાય છે. તો ગ્રહસ્થાશ્રમી બનો.

સતવન્તી—મને ગ્રહસ્થાશ્રમમાં આવવાથી આ સંસારમાં ફરી ભમવું પડશે એટલા માટે મારાપર કૃપા રાખો.

સજન—ગુરૂ વિના તપસ્યા કરવી તને ઉચિત નથી.

સતવન્તી—હે સ્વામી, આપના કરતાં મને વધારે જ્ઞાન કોણ દઇ શકશે અને કોના હાથથી મારૂં કલ્યાણ થઇ શકવાનું છે?

સજન—મેં તો તને કાંઇ પણ જ્ઞાન નથી દીધું, પણ વિના કસુરે ઘરથી બહાર કાઢી મુકી છે. ગુરૂ તો તેને કહે છે કે જે ઇશ્વરી જ્ઞાન અને આત્મીક બળ બુદ્ધિ દઇને સત્યનો માર્ગ બતાવે.

સતવન્તી—હે સ્વામી તમારાથી વધીને મારો કોઇ પણ ગુરૂ નથી અને હવે આ જ્ઞાનથી વધારે બીજું કયું જ્ઞાન મળશે કે આપનો ધર્મભાઇ આપને પરદેશથી બોલાવીને મને ઘરથી ન કાઢતે

અગર મારા શ્રાપથી આપનો ધર્મભાઇ કોઢીઓ ન થાત, અને અહીં તમારી ઇચ્છા પુરણ કરાવવા ન આવ્યા હોત, તો આ બધા ઇશ્વરી ચમત્કાર કેમ બનત, અને આપ આપના ધર્મભાઇની તથા મારી સાચી કર્મકથાને પણ કયાંથી સાંભળતે.

સજન—તો શું હવે તું મને અને બુઢી માતાને છોડીને એકલી જ તપસ્યા કરી આનંદ માની આ સંસાર સાગરથી પાર ઉતરવા ઇચ્છે છે, કદી નહિ. અગર જો તું ઘેર નહિ આવશે તો હું પણ ફરી ઘરપર બીલકુલ નહિ જવાનો.

સતવન્તી—નહિ નહિ, હવે તમો બધા મને આશીશ આપો, કે જેથી મારૂં કલ્યાણ થાય. (યોગભ્રષ્ટ નહિ) અને તમો બધા પરમેશ્વરનો ધન્યવાદ ગાતાં ગાતાં પોતપોતાને ઘેર જાઓ.

સજન આટલું સાંભળી ઘણો વીલાપ કરવા લાગ્યો અને બહુજ દીલગીર થઇ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો કે હે પરમ પવિત્ર પિતા આ વખતે તુંજ અમારી હોડીને આ ભવસાગરથી પાર કર. અને આના (સતવન્તી) દીલમાં ઘર જવાની પ્રેરણા કર. કેમકે હું તેના સાચા વચનોપર દરેક રીતે ઋણી છું. પરમેશ્વરની એટલી પ્રાર્થના કરી સતવન્તીને ફરી કહયું:-

સજન—હે વહાલી, અગર જો તું ઘેર નહિ આવે તો હું પણ નહીં જાઉં અને અંતે બુઢ્ઢી માતાનો શ્રાપ લાગવાથી આપણે બેઉ નર્કના અધિકારી થવાના. પછી તમારી મરજી.

સતવન્તી—હાય! ઠીક છે. જો હું પતિની સાથે ઘેર નહિ જાઉં તો મારા પતિ મને છોડી ફરી એકલા ઘરે નહિ જાય અને બુઢ્ઢી માતાનો શ્રાપ અમો બંનેને લાગશે, અને શ્રાપ લાગવાથી મારો યોગ ભ્રષ્ટ થઇ જાય અને સ્વર્ગને બદલે નર્કકુંડમાંજ જવું પડે, તેના કરતાં એજ બહેતર છે કે પતિની મરજી અનુસાર

ઘરેજ જાઉં અને મારા પતિ તથા બુઢ્ઢી માતાની સેવા કરી આશીશ મેળવી સંતાન પેદા કરૂં. અને ફરી મારા સાચા ઉપદેશોથી દેશના ભાગ્યનો સુર્ય ઉદય થાય, કેમકે સંસારમાં ભીખ માગવા કરતાં ગ્રહસ્થાશ્રમમાં રહીને ગ્રહસ્થધર્મ પાલન કરવું શ્રેષ્ટ છે અને હવે પતિના કહેવા પ્રમાણેજ કરવું જોઇએ.

સતવન્તી એટલું કહી પતિની સાથે ઘેર ગઇ. દેશવાસીઓએ સતવન્તીના પ્રતાપ સાંભળી તથા તેનું કર્તવ્ય જોઇ અતી પ્રસન્ન થઇ ખુશીના વાજા વગડાવ્યા. કોઇએ કહ્યું છે કે:—

સાહેબ અખોં ફેરીયાં બૈરી કુલ જહાન,
યહ એક ઝલકા મેહરકા જગ ઝુક ઝુક કરે સલામ.

સતવન્તીના ઘેર જવાથી તે દેશની નૌનીહાલી થઇ ગ! સતવન્તીએ પોતાના પતિને કહ્યું કે હવે ભગવાન પ્રતી સંતાનની પ્રાર્થના કરો અને તેના ધન્યવાદ ગાઓ તથા એમ કહો કે, હે ભગવાન! હવે બુરાનું દર્શન અને બુરી સંગત (અસજનના જેવી) કદી ન થાય. જેમકે "દુષ્ટ સંગ નહિ દેય બિધાતા, તાતે ભલા નર્કકા બાસા." (મતલબ કે દુષ્ટની સોબત કરતાં નર્કમાં રહેવું સારૂં) તો હે સ્વામી જુઓ, અસજન જેવો એક બીજો દુષ્ટ માણસ કે જે ઘણોજ દુષ્ટ હતો, તેનો પણ થોડો હેવાલ સાંભળો :—

સતવન્તી—દુર્બુધી નામનો એક દુષ્ટ માણસ કોઇ ગામમાં રહેતો હતો, જેણે જીંદગીભરમાં બુરાં કામો સિવાય ભુલથી પણ સારૂં કામ કર્યું નહોતું. અંતે મરતી વખતે પણ તેનું મરણ બુરી રીતે થયું. ત્યારે કોઇએ તેના જીવનપર નિશ્વાસ નાખી અને દયાભાવથી તેના ફુલો સદગતિ માટે હરિદ્વાર પહોંચાડ્યા. દૈવયોગે તેના શરીરનું હાડકું ગંગામાં વહેતું કોઇ ખેડુતના ખેતરમાં જઇ પહોંચ્યું. જ્યારે વાવણીનો વખત આવ્યો ત્યારે દરેક જાત જાતના

બીજ વાવવાની તઇયારી કરી, જેના ખેતરમાં પેલા ભુરાનું હાડકું પડયું હતું તે ખેતરવાળો પણ હળ લઇને પોતાના ખેતરે ગયો. ખેતરમાં પહોંચતાંજ એક ભયાનક અવાજ તેના કાને પડયો, કે કોણ છે એ કે નાહક પોતાના બીજને બરબાદ કરવા અહીં આવ્યો છે. ત્યારે તે ખેતરવાળો ખેડુત હેરાન થઇ ચારે તરફ જોવા લાગ્યો તો કોઇ પણ જણાયું નહીં. આ બનાવ જોઇ તે ઘણો ભયભીત થયો અને જોરથી બોલીને તમામ ગામનાં લોકો પ્રત્યે આ વાત કહી અને ગામવાલાઓને પોતાના ખેતર પાસે લાવ્યો, ગામવાલા કહેવા લાગ્યા કે તને વહેમ છે. અહીં તો તારા અને અમારા સીવાય કોઇ પણ ભુત નજર આવતું નથી. આમ વાતો કરે છે એટલામાં વળી અવાજ આવ્યો કે તમે લોકો પોતાના બીજનો નાશ કરવા કેમ આવ્યા છો.

ભુત—જલદી પોતપોતાને ઘેર જાઓ અને આ અનાજથી પોતાના બાલબચ્ચાંનુ પાલન કરો, શું તમને ખબર નથી કે આ સાલ તમારા દેશમાં વર્ષાદ નહીં થાય અથવા એવા જોરથી મેઘ વરસશે કે તમારા ગામ શુદ્ધાંનું પણ નામ નીશાન નહીં રહે.

જેને આ ડરામણા અવાજપર યકીન રાખ્યું તે લોકો પોતાનું અનાજ પાછું લઇ ગયા. અને જેઓએ આ ડરામણા ભુતના અવાજપર વિશ્વાસ ન કર્યો અને ઇશ્વરને દયાવાન માની, ભુતના અવાજની દરકાર ન કરતાં ખુશીથી વાવણી કરી. અને ફરી પ્રભુની કૃપાથી વખત વખતપર એવો તડકો અને વર્ષાદ પડયાં કે વાવવા વાળા નીહાલ થઈ ગયાની ધ્વની દેશમાં ચારે તરફ ફેલાઇ ગઇ, વાવણી કરનારા ખુશીનો જયનાદ બોલવા લાગ્યા. ન વાવનારાઓ બધા આપસમાં શોર મચાવા લાગ્યા અને એકઠા થઈ પાછા તેજ ખેતરમાં આવ્યા (કે જેમાંથી અવાજ થયો હતો) અને ગુસ્સે થઇ કહેવા લાગ્યા અરે ભુરા કુપાત્ર અવાજ દેવાવાળા દેવતા!

જલદી પ્રગટ થા અને તારી સુરત બતાવ તથા અમારી નુકશાની ભરી દે, અમારા બાલ બચ્ચાં ભુખથી મરી જાય છે, તારા અવાજે અમોને સખત નુકશાન પહોંચાડ્યું. આટલું એ લોકો બોલ્યા કે ફરી એજ ખેતરમાંથી એક અવાજ આવ્યો, કે બકો નહિ, ચુપ ચાપ પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ, શું તમને ખબર નથી કે હું એક બુરા માણસનું હાડકું છું. જ્યારે હું દુન્યામાં તમારા લોકોની માફક હાલતો ચાલતો હતો ત્યારે રાત દીવસ ગામનું બુરૂંજ કર્યા કરતો હતો હમણાં મારા મુરદાલ એક હાડકાએ તમારા અર્ધા ગામનું બુરૂં કર્યું તો તમો કેમ આશ્ચર્ય પામો છો. ત્યારે આ વાત સાંભળી બધા હેરાન થઇ ગયા અને પોતપોતાના ઘરનો રસ્તો લીધો અને પોતાનું બુરૂ થવાથી બુરાના હાડકાને નમસ્કાર કરી ધિક્કાર દેવા લાગ્યા. તો હે સ્વામી જુઓ બુરાનો પડછાયો પણ બુરો હોયછે (જેમ મરેલા બુરાના હાડકાંએ કેટલાનુ નુકશાન કર્યું.)

સજન—હે પ્રિયા મારા પરમ મિત્ર અસજનની બુદ્ધિએ કેમ આવો પલટો ખાધો તે મને સમજાવો.

સતવન્તી—હે સ્વામી આપ ઘણા ભોળાછો આટલું સાંભળીને પણ આપે કાંઇ મનમાં વિચાર ન કર્યો.

સજન—હે સતવન્તી મને જરૂર આ વાતની મતલબ કહો.

સતવન્તી—તમે જાણતા નથી કે જેનું નામજ જન્મપત્રિકામાં અસજન નીકળ્યું અને પછી તેનાથી પ્રીત કરી સજનની ચાહના રાખોછો. હે પ્રભુ જેના માતપિતા પ્રથમથીજ સારી શીખામણ ન દેતાં લાડ લડાવે છે તેનું જીવન અવસ્ય ખરાબ થાય છે જેથી તે લોક ભુલમાં પણ આ સંસારમાં દેશી ભાઇઓથી ભલાઈ નથી કરી શકતા અને પાપના ભોગી થાય છે.

સજન—હે પ્યારી ત્યારે એ પાપીઓને આ દુન્યાથી પાર ઉતારવા કોણ શક્તિ ધરાવે છે?

સતવન્તી—હે નાથ એવા બગડેલાને પણ (તમારા જેવાને) પોતાની (મારા જેવી) સોબતથી પાર ઉતારવાવાળી ચતુરોની ચતુર સ્ત્રીઓ સંસારમાં ઘણી થતી આવી છે.

સજન—એ કેવી સ્ત્રીઓ થઇ છે, તેનો દાખલો આપો.

સતવન્તી—હે નાથ સાંભળો! પંજાબ દેશના કોઇ એક શહેરમાં લાલ નામનો એક શેઠ રહેતો હતો, જેને કાંઇ સંતાન ન હતું. સંતાન ન હોવાના કારણથી તેના ચમકતા ઘરમાં અંધારૂં નજરે આવતું હતું અને એ શોકથી લાલ દીનપર દીન સુકાયા કરતો હતો, અને મનમાં એમ કહેતો હતો કે :—

"જીસ ઘર દીપક ના જલે, ખુગે ન ખેંડે બાલ;
ઉસકો રાજા કેયા ડન્ડે, વહી ડન્ડયા કીરતાર."

અને પરમેશ્વરની એવી પ્રાર્થના કર્યા કરતો હતો કે હે પ્રભુ જો મને સંસારમાં જન્મ દીધો છે, તો સંસારીક ફલ પણ જરૂર મળવું જોઇએ. પુર્વજન્મમાં મારાથી જે કાંઇ અપરાધ થયો હોય તે આપની કૃપાદ્રષ્ટીથી ક્ષમા કરો. આવીરીતે લાલ પરમેશ્વરની પ્રાર્થના અને સાધુ સેવામાં મશગુલ રહ્યા કરતો હતો. પ્રભુની દયા થઇ અને લાલને ત્યાં સંતાન થવાની ઉમેદ થઇ અને સમયના પુગ થવાથી લાલને ત્યાં પુત્રનો જન્મ થયો, જેનું નામ નૌનિહાલ રાખવામાં આવ્યું. પુત્ર થવાથી લાલે મોટી ખુશી બતાવી અને પોતાનું અર્ધું ધન હરી નામપર વાપરી ગરીબોને ખુશી કર્યા તથા એક જીભે ક્રોડ ક્રોડ વાર પરમેશ્વરનો ઉપકાર માન્યો. સજનો! જે ખાનદાનમાં આ બનાવ બને છે તેના દીલને પુછી જુઓ કે તેની મનકામનાઓ કેવી જીદ પકડે છે. આ બાજુ નૌનિહાલ દીવસે દીવસે વધવા લાગ્યો અને તેની દરેક વાત દરેકને અનોખી નજર આવવા લાગી. નૌનિહાલ દીવસે દીવસે ચંદ્રની કળા પેઠે વધીને આશરે દશ વર્ષનો થયો ત્યારે તેને સ્કુલમાં મોકલ

વામાં આવ્યો, હવે નૌનિહાલની દરેક વાતને લાલ પુરી કરવા લાગ્યો, અને હુર કોઇ નૌનિહાલની ચાલચલણને ખોટું ન લગાડતાં. લાલ પ્યારમાંજ ઘડીઓ ગુજારવા લાગ્યો. જ્યારે નૌનિહાલ આશરે પંદર વર્ષનો થયો ત્યારે દરેક વાતનો ઉસ્તાદ કહેવાવા લાગ્યો તથા ઘરથી મન માન્યા રૂપીઆ લઇ રાત દીવસ બહાર મજા ઉડાવવા લાગ્યો અને દુન્યાની દરેક એબો શીખવા લાગ્યો. આ હાલ જોઇ કેટલાક ભલા માણસોએ લાલને કહ્યું કે છોકરાને આવીરીતના લાડ લડાવવા તે તારા પરીવારને માટે એક દીવસ જીવ જાનનું નુકશાન થઇ જશે. આટલું સાભળતાંજ પાસે બેઠેલા એક ખુશામતીઆએ તે ભલા આદમીઓને ઝટ જવાબ આપ્યો, અરે બેવકુફો ચાલ્યા જાઓ તમને ખબર નથી કે લાલને પોતાની જીંદગીભરમાં આ એક નૌનિહાલ મળ્યો છે. તેનાપર ખબર નહીં કે તમો લોકોને શું એવું બુરૂં લાગે છે? જો એ નહિ ઉડાવે તો બીજો કોણ ઉડાવશે? શું તમે લોકો જાણતા નથી કે દુન્યામાં અમીરોના બેટા એશારામ ઉડાવે છે? અને અંતમાં તે અમીરોની ચાલમાં આવી જાય છે. (જો આ એશારામથી અલાયદા રહીને ભણવા ભણાવવામાં મહેનત-કર્યા કરે છે તે અંતે કોર્ટ ભરતાં નજરે આવે છે.)

પિતાના ધનનો હક દીકરાનેજ હોય છે. આ ઉમરમાં પિતાની હયાતીમાં ઉડાવવું, ખાવું તે તેની ફરજ છે, તેમાં તમારૂં શું જાય છે. બીચારા શીખામણ દેવાવાળા ભલા માણસોને શેઠના ખુશા-મતીઆએ ઝાટકી કાઢવાથી શરમીંદા થઇ પોતપોતાનો રસ્તો લીધો. એમ કરતાં કરતાં નૌનિહાલ લગભગ સત્તર વર્ષની ઉમરે એવે રસ્તે પહોંચ્યો કે જે કદી લાલના બાપદાદાએ સ્વપ્નામાં પણ જોયો નહોતો અને લાલ તેમામ લોકોનાં મેણાં સાંભળી અને ઘરની બેઠ્ઠી બરબાદી થવાથી જરા જરામાં તંગ થઇ ગયો અને ઘરમાં જઇ નૌનિહાલની માને કહ્યું કે હવે દીકરાનો શું ઉપાય કરવો.

સ્ત્રી—હા પુત્રને દીનપર દીને લાડ લડાવવાથી મોટે ચડી બગડી ગયો. એમાં હું શું કરૂં ?

લાલ—હવે તેને સુધારવા માટે તમારો શું મત પડે છે.

સ્ત્રી—મારા મત પ્રમાણે તો તેનાં લગ્ન કરી નાખવા જોઇએ.

લાલ—હાં, તેની સગાઇ તો પંદર વર્ષની ઉમરે કરી છે હવે માત્ર વીવા કરી વહુને બોલાવી લેવી જોઇએ

સ્ત્રી—હા, હા, ઘરમાં વહુ આવવાથી છોકરો જરૂર સુધરશે.

લાલ—અફસોસ, જો મેં તેની કુચાલપર પહેલેથીજ ધ્યાન આપ્યું હોત અથવા નાની ઉમરમાં તેને પરણાવ્યો હોત તો આમ કદી ન બગડત.

સ્ત્રી—ખેર, જે થયું તે થયું, ગમે તેવો તોય દીકરો છે, લગ્ન થવાથી પાછો સમજી જશે (સુધરી જશે) હવે તેની જલદી શાદી કરી નાખો ઢીલ ન કરો.

સ્ત્રીની આટલી વાત સાંભળી લાલે છોકરાના સસરા ઉપર એક કાગળ લખ્યો કે જલદી મારા છોકરાના વીવાહ કરી આપો. કાગળ પહોંચતા તેના સસરાએ જવાબ લખ્યો કે, હું મારી છોકરીની શાદી તમારા નૌનિહાલની સાથે નહીં કરૂં, કેમકે તેની ચાલચલણ ખરાબ સાંભળવામાં આવે છે. તમો નૌનિહાલને વાસ્તે તેના જેવી બીજી કન્યા શોતી લેજો. આવો જવાબ જ્યારે લાલની પાસે આવ્યો ત્યારે લાલ કાગળ વાંચીને ઘણોજ ખેદ કરવા લાગ્યો તથા દલાલ, ચૌધરી અને પુરોહીતને બોલાવ્યા, અને કહ્યું કે તમે લોકો છોકરાના સસરાને ત્યાં જાઓ અને જલદી પોતપોતાની ચાલાકીથી નૌનિહાલના લગ્નનું નક્કી કરો. આટલું સાંભળી ચૌધરી એ જવાબ આપ્યો કે હું નૌનિહાલના સસરાને ત્યાં જાઊંછું પણ મને શું આપશો ?

લાલ—પાંચસો રૂપીઆ આપીશ, તમે જલદી પહોંચો અને નાનો પટકો કરો. નહીં તો તમે ચૌધરી શું કામના ?

ચૌધરી—ઠીક, પણ પહેલાં તો જરૂર મારી મુઠી ગરમ કરો.

લાલ—વારૂ, ચૌધરી આ લ્યો સો રૂપીઆ અને જલદી જઈ શાદીનું ઠીક કરી લાવો. ચૌધરીએ લાલ પાસેથી સો રૂપીઆની નોટ લઈ છોકરાના સસરાને ત્યાં ગયો અને ત્યાં જઈ છોકરાના સસરાને રામ રામ કર્યા. છોકરીના બાપે જવાબમાં કહ્યું ચૌધરી સાહેબ શું સમાચાર લાવ્યા છો ? તે સંભળાવો.

ચૌધરી—લાલા સાહેબ, થયેલો સબંધ કાં તોડો છો ?

લાલા સાહેબ—ભાઈ છોકરો નાલાયક છે એવા ખબર મને પહેલેથીજ મળી ચુકયા છે.

ચૌધરી—લાલા સાહેબ હું તે વાતપર સોગન ખાઉંછું કે છોકરો તો ઘણોજ લાયક છે, આપને કદી સ્વપ્નામાં પણ આવો બીજો છોકરો નહીં મળશે.

લાલા સાહેબ—ચૌધરી તમે પોતાના પેટને વાસ્તે નાહક ગૌહત્યા કેમ કરાવો છો ?

ચૌધરી—નહિ નહિ, હું જુઠું નથી બોલતો, એ તો મારા ભાણેજના કાકાના ભાણેજના પાડોશી છે.

લાલા સાહેબ—ચૌધરી હું તમારી વાત કદી નહિ માનું બસ અહીંથી ચાલ્યા જાઓ.

(બન્નેની આ વાત ચાલી રહી છે કે એટલામાં પુરોહીતજી પણ આવ્યા ત્યારે તો ચૌધરીએ છોકરા માટે પુરોહીતજીની શાક્ષી આપી.)

પુરોહીત—ઓહો, લાલનો છોકરો રત્નોમાંનું એક રત્ન છે ખબર નહિ કે લાલાજી સાહેબને કોણે ભરમાવ્યા ?

લાલા સાહેબ—શું તમે બન્ને જણા છોકરાવાળાને ત્યાંથી કાંઈ રૂસ્વત ખાઈ, એક સલાહ કરીને આવ્યા છો ?

ચૌધરી—લાલા સાહેબ, આપને હવે વિશ્વાસ કેમ આવે કે હું સાચું કહું છું કે નહિ, શું શેઠ સાહેબ. તમારા ખ્યાલમાં જ્ઞાતિ બંધુઓએ દુન્યાની બધી બુરાઇઓ અને પરઉપકારને વાસ્તે પરમાર્થીઓને હતાશ કરવા અને તેઓના ફીટકાર સાંભળવા માટે મને ચૌધરી બનાવ્યો છે?

લાલા સાહેબ—ચૌધરી સાહેબ! તમો આવી નેકી અને જ્ઞાતિની આવી "વફાદાર" સેવા બજાવો છો એમ દુન્યા બધી જાણે છે અને મને એમ જણાય છે કે આખા જમાનાની બુરાઇ ખાટવા માટે જ્ઞાતિ બંધુઓએ તમને વધારાના સમજી ચૌધરી બનાવ્યા છે.

(આ લોકોની વાત ચાલી રહી હતી કે એટલામાં છોકરાની માસી પણ આવી પહોંચી ત્યારે તો આ લોકો છોકરાની ચાલ ચલણ વિષે પુછપરછ કરવા લાગ્યા.

માસી—અરે લાલનો છોકરો તો હીરો છે. એ મારી સગી બહેનનો દીકરો છે. અને મને ખાત્રી છે.

લાલા સાહેબ—ઠીક ઠીક, હવે તમે બધા જાઓ. હું મારી દીકરીને લાલના નૌનિહાલ સાથે કદી નહિ પરણાવું. તમારા લોકો ની આ કોશીશ નકામી છે. આ જવાબ સાંભળી ચૌધરી, પુરોહીત અને છોકરાની માસી એ ત્રણેય શરમીંદા થયા અને પાછા આવી લાલને કહ્યું કે હવે તમે ત્યાંની આશા છોડો અને બીજી જગ્યાએ તપાસ કરો. લાચાર બનેલા લાલે બાજી જગ્યાએ છોકરાની સાદી કરવા વિચાર્યું અને કન્યાની તજવીજ થવા લાગી તો નજીકના કોઇ શહેરમાંથી એક શાહુકારે પોતાની છોકરી સાથે લાલના છોકરાની સાદી કરવા હા પાડી, અને લાલને લખી મોકલ્યું કે, જો મને તમો દશ હજાર રૂપીઆ દ્યો તો હું મારી છોકરીની સગાઇ તમારા છોકરા સાથે કરૂં. (પાઠક માતાઓ! તમો સમજ્યા કે

(કુળવન્તી (છોકરી)ના માતપિતાએ પોતાના મનમાં એવા મોટા તરંગો ફેલાવ્યા કે છોકરાવાળાના ઘરમાં ધન માલ તો ઘણોજ છે અને છોકરાની કુચાલના લીધે તેના માતપિતા ગમથી મરીજ જશે. અને છોકરો પણ પોતાની કુચાલના સબબથી વધારે નથી જીવી શકતો. પછી આબરૂ મારા સીવાય છોકરીના મસગનો માલીક કોણ થઇ શકે છે, પછી રોજ ખુબ બાંડી (લાઇટ) ચમકાવીશ. પેટ ભરીને મીઠાઇ ખાઇશ, પછી એ છોકરીના ધનની જાગીરીથી મારામાં સારી નવી મોટર લઇશ, અને રાત દીવસ મોટરમાં બેસી હવા ખાઇશ. વાહ વાહ, ઓ હિન્દુ ધર્મ! હાલમાં તારી કેવી કુરામણી દશા છે! આવા "મહાપુરૂષો"એજ આપણા દેશનું તેમજ હિન્દુ ધર્મનું નિકંદન કાઢયું છે—અરે હું કયાં ચાલ્યો ગયો.)

જયારે લાલે છોકરીવાળાના હેવાલ સાંભળ્યો કે ઝટ દશ હજાર રૂપીઆ દઇ પોતાના છોકરાની સાદી સુશીલ કુળવન્તીની સાથે કરી લાગ્યો. અને દસ હજાર રૂપીઆ છોકરીના બાપને આપ્યા હતા તે રૂપીઆથી છોકરીના બાપે એક મોટી દુકાન ખોલી, છોકરીના બાપની નવી અમીરી અને નવી દુકાન ઉઘડેલી જોઇને કોઇએ કહ્યું કે હાથે કરી કુવામાં ડુબવાનું સાધન કેમ કરી રહયો છે? અને જાણી જોઇને ઝેરને મીઠાઇ સમજી કેમ મગ્ન બને છે?

છોકરીનો બાપ—અરે આનંદને ખરાબ માનવાવાળા! હમણાં તો હું દીકરીના દોકડાથી મોજ કરૂં છું, જયારે પાપની બેડી ડુબ-વાનો વખત આવશે ત્યારે હું જોઇ લઇશ. એટલું કહી ફરી ઇશ્વર પાસે વરદાન માગવા લાગ્યો કે હે ભગવાન આ ગર્ભમાંથી જો બીજી કુળવન્તી પેદા થાય તો તારી મોટી કૃપા માનું.

મારી વહાલી વાંચક માતાઓ! આપણા હિન્દુ ધર્મમાં આવા નરપિશાચ મનુષ્યો પોતાની ગરીબ ગાય જેવી દીકરીઓને પઇસા માટે કેવા કુપાત્રના હાથમાં સોંપે છે અને બીચારી નિર્દોષ બાળા-ઓની જીંદગી ધુળધાણી કરે છે. હે પ્રભુ મારા હિન્દુ ધર્મના

નૌનિહાલ—આવવું તો પછી, પણ પહેલાં એ તો કહો કે હમણાં તમો કયાં જાઓ છો?

જુગારી—અમો બધા જેલની હવા ખાવા જઇએ છીએ, અને તમને પણ સાથે લઇ જવા માગીએ છીએ.

નૌનિહાલ—અરે ભાઇ કહોતો ખરા કે હમેશનાં રમવાવાળાને આજ પોલીસે પકડયા કેમ?

જુગારી—આજ મીઠાઇ પહોંચાડવામાં કાંઇ વાર લાગી અને તમો પણ મોડા આવ્યા જેથી કરી ધાંધલમાં અમે બધા પકડાયા.

( આ સાંભળી નૌનિહાલ તરતજ પાછો ભાગ્યો અને ઘરમાં ઘુસી જઇ ચુપચુપ બેસી ગયો.)

સ્ત્રી—હે સ્વામી કહો આજ જલદી કેમ આવ્યા અને કેટલું હાર્યા તથા કેટલું જીત્યા.

પતિ—તમે ખરૂં માનજો કે આજ થોડું હાર્યો અને ઝાઝું જીત્યો.

સ્ત્રી—હે સ્વામી, એનો મતલબ શું તે વીગતવાર કહો.

પતિ—એ મતલબ છે કે જો ઘરમાં જરા વધારે વાર ન લાગતે અથવા તું વાતમાં ન વળગાવતી તો આજ હું જરૂર મારા દોસ્તોની સાથે જેલની હવા ખાવા જાત.

સ્ત્રી—શું મોટી વાત છે, આજ તમારા દોસ્ત હવા ખાવા ગયા છે અને કાલે તમે પણ જરૂર હવા ખાશો.

પતિ—હે પ્યારી હું રમવા પણ નહિ જાઉં તો કેમ ખાઇશ.

સ્ત્રી—જુગારીનો શું ઇતબાર? અગર એમજ છે તો વચન આપો.

પતિ—હે વહાલી વચન આપુંછું અને સાચું કહુંછું કે આજથી ફરી જુગાર નહીં રમું.

(નૌનિહાલે સ્ત્રીને વચન આપ્યું અને ફરી જોડા પહેરી ચાલવા લાગ્યો, તે જોઇ તેની સ્ત્રીએ પુછ્યું.)

સ્ત્રી—હે સ્વામી વળી પાછા ક્યાં જાઓ છો ?

પતિ—ભુખ લાગી છે, હમણાં ખાઈને પાછો આવું છું.

સ્ત્રી—ઘરમાં છત્રીસ પ્રકારના ભોજન તઇયાર છે.

પતિ—નહિ, મને મારા મનલગની ચીજ નજર નથી આવતી.

સ્ત્રી—એ આપના મનલગની કઈ ચીજ છે કે જે ઘરમા નથી.

પતિ—બકરાનું માંસ ઘરમાં નથી, બજારમાં મળશે.

સ્ત્રી—ઠીક, બજારમાંથી ન લાવતા ખાસ મોટે કારખાનેથી લાવો.

આટલું સાંભળી પતિએ ટોપલી ઉપાડી અને કારખાના (કસાઇવાડા) તરફ રવાના થયો. જ્યારે ન કસાઇવાડે પહોંચ્યો તો કાપાકાપીના હાહાકારથી અને લોહી લોહાણ જોવાથી દીલ એકદમ ગભરાયું (કેમકે કસાઇવાડે કદી ગયો નહોતો) અને એકદમ પાછો ઘર તરફ આવ્યો.

સ્ત્રી—હે નાથ! બજારેથી શું લાવ્યા ?

પતિ—કાંઇ નહિ, ખાલી પાછો આવ્યોછું. અને ઘણો ગભરાણોછું.

સ્ત્રી—તેનું શું કારણ, જલદી મને કહો.

પતિ—હે પ્યારી! આજથી હું માંસ કોઇ દીવસ નહિ ખાઉં. મારૂં દીલ કસાઇવાડે જવાથી અને ત્યાંની કાપાકાપી તથા લોહી લોહાણ જોઇને ગભરાઇ ગયું.

સ્ત્રી—વારૂ, કોઇ બીજાને બજારે મોકલી મગાવી દઉં.

પતિ—નહિ નહિ, આંખે જોયેલ માખી નહિ ખાય શકાય.

સ્ત્રી—મેં પણ તમારી આશાએ કાંઇ રાંધ્યું નથી.

પતિ—કાંઇ ફીકર નહિ હમણાં બની જશે.

સ્ત્રી—હમણાં એક બજવાનો સમય થયો છે, બોલો શું રાધું.

પતિ—આજ કાંઇ ન રાંધો, આજ હું મારા પાપોના પ્રાયશ્ચિત માટે વ્રત કરીશ અને તું પણ તારા પેટની સફાઇને માટે ન ખા.

સ્ત્રી—નહિ નહિ, હું તમારાથી માગવા લાયક નથી અને મારૂં તથા તમારૂં ઘર પણ જુદું નથી.

પતિ—હે પ્રિયા આજ દીવસ સુધી તમે મારાથી વાત પણ ન કરી કે કોઇ ચીજની માગણી પણ ન કરી તેનું શું કારણ?

સ્ત્રી—હે પ્રભુ! જે મારે માગવું છે તે આપ નહિ આપી શકો.

પતિ—હા હા, સાચી વાત છે હવે મને ખબર પડી, ચાર ચીજો સીવાય કાંઇ પણ માગો તે આપવા તઇયાર છું.

સ્ત્રી—હે નાથ! એ ચાર ચીજો તે કઇ તે જલદી બતાવો.

પતિ—એક તો જુગાર રમવું, બીજું દારૂ પીવો, ત્રીજું માંસ ખાવું, ચોથું નીમજાન (વેશ્યા)ની મહોબત.

સ્ત્રીએ મનમાં કહ્યું, વાહ મારૂં નશીબ! હે ભગવાન! આ તલમાં તેલ ક્યાં છે, મારો અને તેનો મેળ ક્યાંથી મળે, આટલો વિચાર કરી પાછી પતિને કહેવા લાગી, હે પ્રાણનાથ! હું આપને એ ધર્મ કર્મોની ક્યાં મના કરૂં છું. પણ હા એટલું કહું છું કે જો જુગાર રમો તો ઘણા પઇસાથી મોટી ટોળીમાં રમજો, દારૂ પીયો તો પેટ ભરીને પીજો, માંસ ખાઓ તો આખા બકરાને એકલા ખાજો કે અઠવાડીયા સુધી ભુખ પણ ન લાગે અને અઠવાડીયા સુધીના રોટલાનો પણ બચાવ થાય, અને નીમજાનની મોહબતની ચાહના થાય તો મારાથી વધારે ખુબસુરત કોઇ નીમજાનની પાસે જજો. પછી તમારી મરજી, તમે પોતાની મરજીના માલેક છો. વળી આપને અરજ કરૂં છું કે જ્યારે કોઈ પણ કામ કરવું હોય તો જરા આપની દાસીની (મારી) પણ સલાહ લેતા જજો.

પતિ—ભલા ભલા, તમને પુછીનેજ કરીશ.

સ્ત્રી—ભલા ભલા નહિ. વચન દેવું પડશે. હું એમ નહિ સમજું.

પતિ—વચનની શું જરૂર છે મારાપર વિશ્વાસ રાખો.

સ્ત્રી—વચનની ના પાડો છો તો મને વિશ્વાસ કેમ આવે?

પતિ—ઠીક, આ લ્યો ત્યારે હું પાણી લઇને વચન આપુંછું.

(નૌનિહાલે કુળવન્તીને વચન આપ્યું અને જોડા પહેરી બહાર જવાને તઇયાર થયો.)

સ્ત્રી—હે સ્વામી હવે કયાં જાઓછો ? અને મનમાં શું ધાર્યું છે.

પતિ—હું જુગાર રમવા જાઉંછું અને હમણાં આવુંછું.

સ્ત્રી—ભલે જાઓ, પણ ખીસામાં કેટલા રૂપીઆ છે ?

પતિ—રૂપીયા કેવા, થોડાક પઇસા છે.

સ્ત્રી—મેં હમણાંજ આપને કહેયું હતું કે થોડા પઇસાથી નાની રમતમાં નાહક બદનામ ન થાઓ, છતાં પણ એમજ.

પતિ—તો પછી તું જે કાંઇ તારા માબાપને ત્યાંથી લાવી હો તે મને આપી દે તો મોટી રમત રમું.

સ્ત્રી—તમારા માબાપથી માગો, જેઓએ દસ હજાર રૂપીઆ દઇને મને ખરીદ કરી છે. તેના પાસેથી માગો.

પતિ—મને માબાપથી માગતાં શરમ આવે છે કારણ કે મેં તેના ઘણા પઇસા બરબાદ કરી નાખ્યા છે.

સ્ત્રી—વારૂ ! આ લ્યો એક સો રૂપીઆ.

(કુળવન્તીએ ઝટ સો રૂપીઆ કાઢી પતિને સોંપ્યા, જે રૂપીઆ લઈ પતિ ઘણોજ શરમીંદો થઇ ગયો અને મનમાં કહેવા લાગ્યો કે મેં તો આને કદી એક પઇસો પણ આપ્યો નથી અને તેણીએ મને આ સો રૂપીઆ શું આધારે આપ્યા.)

રૂપીઆ લઇને ઝટ મકાનથી નીચે ઉતર્યો, ઉતરતાં જોયું કે તેના બધા જુગારી દોસ્તોને પોલીસે પકડી હાથ કડી પહેરાવી જેલમાં લઇ જતા હતા, તે જોઇ નૌનિહાલે પોતાના દોસ્તોને પુછ્યું કે ભાઇ કયાં જાઓ છો ?

જુગારી—ભાઈ જો આવતા હો તો તમે પણ ચાલો, પછી દોસ્ત થઇને પુછવાનું શું ?

ભાઇઓ તથા બહેનોને સુમતિ આપ! અને આવાં અધમ કૃત્યોથી દુર રહે અને સુકૃત્યોમાં ભાગ લે એવી પ્રેરણા કર.

હવે આ બાજુ કુળવન્તી સાસરાને ઘેર આવવાથી લાલ અને તેની સ્રીએ વિચાર્યું કે હવે વહુ આવી ગઇ છે અને છોકરો હવે સુધરી જશે.

કુળવન્તીએ જ્યારે પોતાના પતિની ચાલચલણ ખરાબ જોઇ ત્યારે અફસોસ કરવા લાગી તથા કહેવા લાગી હાય! મારા માબાપે ધનની લાલચમાં મારૂં નખ્ખોદ વાળ્યું અગર જો મારા કરનાં દસ હજાર રૂપીઆ વધારે ન માન્યા હોત તો મારી આવી કફોડી સ્થિતિ કદી ન થાત.

અહીં કેટલાક દીવસો બાદ લાલે પોતાની સ્રીને પુછ્યું કે. હવે છોકરાના શા સમાચાર છે?

સ્રી—હે પ્રાણનાથ છોકરો હજુ સુધર્યો નથી.

લાલ—તમે કેહેતા હતા કે શાદી કરવાથી છોકરો સુધરશે.

સ્રી—સુધરશે શું! એનો તો રાત દીવસ પતો નથી લાગતો, અને વખતે આવે છે તો ઘરમાં કોઇ પડેલી ચીજ નથી મુકતો અને પાસે પઇસા ન હોય ત્યારે ઘરમાંની કોઇ પણ ચીજ ઉઠાવી લઇ ચાલ્યો જાય છે અને વહેંચીને ઉડાવી નાખે છે.

લાલ—અફસોસ! હવે હું શું કરૂં, અગર જો આવોજ રહેશે તો મારૂં એકઠું કરેલ ધન થોડાજ દીવસમાં ખલાસ કરી નાખશે. પછી હું શું કરીશ. અને મારા વડવાઓના નામપર ડાઘ પણ લાગી જશે. કોઇએ સત્ય કહ્યું છે કે:—

"જીસ દિન લાલા જન્મ લિયા, બાજે તમ્બર તુર:
જીસ દિન લાલા હોશ સમ્હાલી ખાક રહીના ધુર."

સ્રી—નહિં નહિં, આ બધો કસુર વહુનોજ છે. કે પોતાના પતિને ન સુધાર્યો.

લાલ—હાં હવે વહુ આવ્યાથી પણ ન સુધર્યો તો ક્યારે સુધરશે.

સ્ત્રી—મેં તો ધાર્યું હતું કે વહુ આવવાથી છોકરો ઠીક થશે, પણ વહુ તો ખુદ પત્થરની પત્થર નીકળી. અને આમાં હવે મારો તમારો કાંઇ કસુર નથી. હવે છોકરા તથા વહુના નસીબ.

કુળવન્તી (વહુ) આ બધો હેવાલ બાજુમાં ઉભી ઉભી સાંભળતી હતી તે આ વાતો સાંભળીને ઘણુંજ માઠું લગાડતાં પોતાની સાસુને કહેવા લાગી કે હે માતાજી મારો શું વાક છે, પહેલાં તો તમો બધાંએ તેને મન માન્યા પઇસા આપીને દરેકરીતે ઉસ્તાદ બનાવ્યા અને હવે સુધારવાની ઉમેદ શું માગપર રાખો છો?

સાસુ—ઓ વહુ! સ્ત્રીનો ધર્મ છે કે, પતિ ગમે તેવો નાલાયક હોય તો જ્યાં સુધી બની શકે ત્યાં સુધી કોશીશ કરી સારા રસ્તાપર લાવે. અને હવે પતિને ઠીક કરવો એ તમારાજ હાથમાં છે.

સાસુની આટલી વાત સાંભળતાંજ કુળવન્તી ઘણીજ દીલગીર થઇ અને ભગવાનની એવી પ્રાર્થના કરવા લાગી કે, હે પરમાત્મા હવે આ ભયાનક સમયથી તમેજ મારા પતિને બચાવો કે જે કુકર્મોથી ડુબી રહ્યો છે.

કુળવન્તીની પ્રાર્થના સાંભળી પ્રભુને ઘણીજ દયા આવી અને પોતાની કૃપા દ્રષ્ટીથી નૌનિહાલનાં દીલમાં એવી પ્રેરણા કરી કે તે નૌનિહાલે જો કે સ્ત્રીથી કદી વાત પણ નહોતી કરી તે ખુદ કુળવન્તીની પાસે જઇ અને કહેવા લાગ્યો, હે પ્રિયા! તારા મનની શું ઇચ્છા છે, જે હોય તે કહે.

સ્ત્રી—હે પ્રાણનાથ! આપની સેવા અને આજ્ઞાના પાલન સિવાય બીજી કાંઇજ ઇચ્છા નથી.

પતિ—નહિ નહિ, કાંઇને કાંઇ આજ જરૂર તારે તારી મરજી પ્રમાણે મારી પાસેથી માંગવું જોઇશેજ અને હું આપીસ.

સ્ત્રી—તમો તો પાપના પ્રાયશ્ચિત માટે વ્રત કરોછો અને મને નાહક ભુખે મરવાની શી જરૂર.

પતિ—હે પ્યારી જુઓ સંસાર આ લોકોની બહુજ બુરી ગતી થાય છે કે જે દુન્યાની આટલી ચીજો છોડીને નાહક જીવહત્યા કરાવે છે. (હે પરમેશ્વર! જે કાંઇ મેં ભુલથી આટલા દીવસ ખાધું પીધું તે માફ કર, તું દયા કર.)

સ્ત્રી—તમારૂં શું ઠેકાણું, આજ વ્રત રાખ્યું છે તો વળી કાલે કોઇ સોસાયટીમાં જઇ ખાશો.

પતિ—હે વ્હાલી! જે એબથી માણસ ધરાઇ જઇ છોડી દે છે તો ફરી સ્વપ્નામાં પણ તેને તે એબનો ખ્યાલ આવતો નથી.

સ્ત્રી—ચોર ચોરી છોડી દે છે પણ હેરાફેરીથી ચેન નથી પડતું.

પતિ—હવે હું એવું કદી પણ નહિ કરૂં.

સ્ત્રી—ઠીક, સોગન ખાઓ તો મને ખાત્રી થાવ.

પતિ—બાપના સોગન, સાચું કહુંછું ખાત્રી રાખો.

સ્ત્રી—પહેલા બાપના કે બીજા બાપના?

પતિ—બે બાપ તારા હશે, મારા બીલકુલ નહિ.

સ્ત્રી—મને તો તમારા પણ બે બાપ નજર આવે છે.

પતિ—નહિ નહિ, જીભને કાબુમાં રાખ, નહીં તો માર ખાઇશ. (બે બાપ કેવીરીતે તે બતાવ.)

સ્ત્રી—એક પિતા, બીજા પરમ પિતા (પિતા કે જેણે લાડ લડાવ્યા, પરમ પિતા કે જેણે સીધો માર્ગ બતાવ્યો.)

પતિ—હે પ્રિયા સાચી વાત. (એટલું કહી જોડા પહેરી બહાર જવા માટે તઇયાર થયો.)

સ્ત્રી—હે નાથ હવે ક્યાં જવા તઇયારી કરી.

પતિ—આજ મન બહુજ ઉદાસ છે, જરા બજારમાં જઇ નીશો કરી મનને આનંદમાં લાવું.

સ્ત્રી—ઠીક ઠીક, જલદી જાઓ, પણ ઇજારદારથી નહિ પણ કારખાનાથી સારામાં સારો દારૂ લાવો અને ઘરમાં લાવીને મારી સામે પીઓ એટલી મારી અરજ છે.

પતિ—શું તારૂં મન ઉદાસ છે કે ઘરમાં મગાવી પીવા માગે છે.

સ્ત્રી—પહેલા તમે લાવો તો ખરા, પછી હું પણ મારી ઉદાસીનો હાલ બતાવીશ.

આટલું સાંભળી નોનિહાલ બહાર જવા તૈયાર થયો અને જ્યારે ખીસામાં હાથ નાખ્યો તો રકમ થોડી જોવામાં આવી.

પતિ—હે વહાલી ! પુરી બોટલને વાસ્તે પૈસા થોડા છે.

સ્ત્રી—સો રૂપીઆ જુગારવાળા ક્યાં ગયા.

પતિ—એ તો માને ગણીને આપી દીધા.

સ્ત્રી—વાહ સારો ઇન્સાફ, લેવા મારી પાસેથી, દેવા માને.

પતિ—તમારો અને માનો હીસાબ કાંઇ જુદો જુદો નથી.

સ્ત્રી—ઠીક આ લ્યો પાંચ રૂપીઆ.

નૌનિહાલ આ પાંચ રૂપીઆ લઇ દારૂ બનાવવાના કારખાના તરફ ચાલ્યા, રસ્તામાં સેંકડો જગ્યાએ દારૂના ઇજારાની દુકાને દારૂડીઆની ખરાબ મસ્તી, ઝગડા ફીસાદ અને જોડાના માર જોઇ તે ઘણો ગભરાયા અને જ્યારે કારખાને પહોંચ્યા ત્યારે દારૂની વાસને લીધે નોનિહાલથી એક મીનીટ ત્યાં ઉભાયું નહિ અને મનમાં ખ્યાલ કર્યો કે વખતે આ દારૂનું કારખાનું નહિ પણ કોઇ બીજી ચીજનું હશે. તેણે હેરાન થઇ કોઇ માણસને પુછ્યું અને બહાર ટાંગેલુ પાટીયું વાંચ્યું તો ખાત્રી થઇ કે આજ કારખાનું, તેને હવે ખબર પડી કે આવી દુર્ગંધી ચીજોમાંથી દારૂ થાય છે કે જે ચીજની વાસથી એક મીનીટ ત્યાં રહેવાતું નથી. અફસોસ ! મેં આટલા દીવસ સુધી જરા પણ વિચાર ન કર્યો અને આવી ગંદી ચીજો ખાવામાં મજા માનવા લાગ્યો હતો.

(આટલું કહી મનમાં ગભરાતો ઝટ પાછો ફર્યો અને તે પાંચ રૂપીઆની મીઠાઈ લઈને સીધો ઘેર આવ્યો.)

(સ્ત્રી પોતાના પતિને મીઠાઇ લાવતો જોઇને મનમાં ઘણીજ ખુશ થઇ અને પરમાત્માનો ઉપકાર માનવા લાગી.)

સ્ત્રી—હે નાથ! દારૂનો શીશો લાવ્યા તે ક્યાં છે?

પતિ—એવી ચીજ લાવ્યો છું કે જેનો નીશો હમેશાં રહે.

સ્ત્રી—કેમ મનમાં શું આવ્યું કે દારૂ ન લાવ્યા.

પતિ—અહો મેં આટલા દીવસ કાંઇ પણ ખ્યાલ ન કર્યો. દારૂ ઘણીજ ગંદી ચીજોમાંથી બને છે, હવે હું દારૂ કદી નહિ પીઉં.

જ્યારે કુળવન્તીએ પતિને મોઢેથી આટલું સાંભળ્યું તો ઘણીજ ખુશી થતાં પરમેશ્વરનો ક્રોડવાર ઉપકાર માન્યો. તથા મીઠાઇનો ટોપલો ઉઘાડયો અને બેઉ જણાએ આનંદથી પેટભરીને મીઠાઈ ખાધી. ત્યારબાદ વળી નૌનિહાલ બહાર જવા તત્પર થયો.

સ્ત્રી—હે સ્વામી ઘણીજ દીલગીરીની વાત છે કે પગલે પગલે ઠોકર ખાતાં શિક્ષા ભોગવો છો છતાં પણ વારંવાર કયાં ભાગો છો.

પતિ—આજે નીમજાનનો વાયદો પુરો કરવા જાઉછું. રોકોમાં.

સ્ત્રી—ભલે તમારી મરજી, નીમજાન તમારા મનમાં રમી રહી છે તો હું કયાં ના પાડુંછું.

પત્તિ—ઠીક, તમારી શું સલાહ છે તે તો કહો?

સ્ત્રી—હું તમારી મરજીથી વીરૂદ્ધ નથી, પણ મારી એટલી વિનંતી છે કે, હમણાં તમે નાસ્તો કર્યો છે અને આખી રાત તમો ત્યાં મજેથી એશારામ કરશો, તેના કરતાં બહેતર છે કે થોડીવાર ઘરમાં આરામ કરો અને પછી ખુશીથી મોજ ઉડાવા જાઓ.

સ્ત્રીની આવી વાત સાંભળી નૌનિહાલ ખુશીથી ખાટલામાં સુઇ ગયો. સારી સારી ચીજોને લીધે તેને એવી ઊંઘ આવી ગઇ

કે આવી ઊંઘ નીમજાનને ત્યાં પણ કદી આવી નહોતી. સવારના ચાર વાગે અચાનક નૌનિહાલની આંખ ઉઘડી તો સ્ત્રીને પુછ્યું કે ઘડીઆળમાં કેટલા વાગ્યા છે?

સ્ત્રી—હા હા, આપનો જવાનો વખત થઇ ગયો છે, ઘણી ખુશીથી જાઓ. (નૌનિહાલ ઝટપટ ઉઠતો કપડાં પહેર્યાં અને રેશમી રૂમાલથી મોં લુછી અને આળસ મરડી એકદમ નીમજાનના બગલા તરફ ભાગ્યો. ભાગ્યયોગે નીમજાનના કમરાના બારણા ઉઘાડા જોયા અને અંદર જઇને જોયું તો નીમજાન નીશાની હાલતમાં વીખરાએલ વાળસહીત સુતી પડી છે. અને નીમજાનના બધા સોબતીઓ નીમજાનની આજુબાજુ અવ્યવસ્થીત રીતે એવી રીતે પડયા હતા કે નીમજાનનું ચાંદની જેવુ ઘર ડરામણું લાગતું હતું. જ્યારે નૌનિહાલે ન્યાયની નજરથી જોયું તો માલુમ પડયું કે આ નીમજાન તો મને દારૂના નીશામાં ગૌહરજાનના જેવી દેખાતી હતી. આ તો મારી કુળવન્તીના ખાસડા બરાબર પણ નથી. અફસોસ આવી ભુલમાં પડીને મેં નાહક પોતાની આબરૂ ગુમાવી અને જાનમાલનું નુકશાન વેઠયું. (આટલું કહીને ઉતાવળે પગલે ઘેર આવ્યો અને પરમેશ્વરનું દયાળુપણું તથા કુળવન્તીની સારી શીખામણના ગુણાનુવાદ ગાવા લાગ્યો.)

સ્ત્રી—હે સ્વામી! આજ કયો રાગ ગાયા કરોછો.

પતિ—હે પ્યારી! આને તો રામ રાગ કહે છે અને મારા મનમાં આ રાગથી આનંદ આવે છે.

સ્ત્રી—પણ નીમજાનની મોહબતની હકીકત તો સંભળાવો.

પતિ—હવે હું કદી નીમજાનની મહોબતનું નામ પણ નહિ લઊં.

(જ્યારે કુળવન્તીને પતિના મોંથી આ જવાબ મળ્યો ત્યારે ઘણી ખુશ થઇ અને ધર્મ માતાપિતાના ચરણમાં માથું નમાવી નમસ્કાર

કરીને કહ્યું) કે મારા દેવતાઓ! લ્યો હવે મારી અને તમારી મનોકામના પુરી થઇ. જ્યારે પુત્રને સુધરી જવાની વાત માતા પિતાએ સાંભળી તથા વહુની કરામત સાંભળી ઘણાજ પ્રસન્ન થયા તથા પરમેશ્વરના ગુણ ગાવા લાગ્યા, તથા સાધુ બ્રાહ્મણના પગમાં પડી પોતાનો ગૃહસ્થાશ્રમ સફળ માનવા લાગ્યા અને વહુની કરામતપર વારંવાર શાબાશી દેવા લાગ્યા. અને પછી તે નૌનિહાલ પરમેશ્વરને યાદ કરી પોતાના ગ્રહસ્થાશ્રમી ધંધામાં લાગ્યો અને લાખો ગુમાવ્યા તથા કરોડો કમાયો અને સ્ત્રીની લાયકીથી આ લોક તથા પરલોક સુધાર્યો તથા દરેક ખરાબ આદતો છોડી.

"રંગ લાતી હે હીના પથ્થરપે પીસ જાનેકે બાદ,
હોશમેં આતા હે ઇન્શાન ઠોકરેં ખાનેકે બાદ."

તો હે સ્વામી જુઓ, આવીરીતે જેના માબાપ પોતાનાં બચ્ચાંને નાનપણથી લાડ લડાવે છે તથા તેની ચાલચલણપર ધ્યાન નથી દેતા તો પછી આ લાડકવાયાં છોકરાં મોટાં થવાથી કોઇની શીખ માનતાં નથી અને મનગમતાં કામ કરી દુન્યામાં બદનામ થઇ પોતાના વડીલ અને માબાપના નામપર બટો બેસાડે છે અને તેના માબાપ છોકરાની કુચાલ જોઇ પશ્ચાતાપ કરે છે. પણ હે સ્વામી હું તમને પહેલેથીજ કહી ચુકીછું કે સંસારમાં સ્ત્રીઓ પણ કોઇ કોઇ એવી પડી છે કે જે પોતાની બળબુદ્ધિ અને ઇશ્વરી જ્ઞાનથી પોતાના ખરાબમાં ખરાબ પતિને પણ ઇશ્વરી માર્ગ અને સત્ય વચનોપર લાવી બતાવે છે અને તમામ કુટુમ્બ પરીવારનો પણ લોક અને પરલોક સુધારી દેખાડે છે.

સતવન્તી—આવીરીતે આપના ધર્મભાઇ અસજનના માબાપે ભારે લાડ લડાવી એવી મિજાઇ કરવાના પાઠ ભણાવ્યા કે જે આપની સામે મોજુદ છે.

સજન—હે વહાલી, મને અસજનની મીઠી જબાનપર આશ્ચર્ય થાય છે કે તેણે કેમ આમ કર્યું.

સ્ત્રી—હે નાથ જેની જીભમાં અમૃત (મીઠી) ભર્યું હોય છે તેના પેટમાં જરૂર ઝેર હોય છે. અને જેની જબાન કડવી હોય છે તેના અંતઃકરણમાં જરૂર અમૃતજ હોય છે. મીઠી જબાનવાળા તથા સુંદર ચહેરાવાળાપર કદી પણ ઇતબાર રાખવો એ સારા માણસોનો ધર્મ નથી. એના કરતાં જંગલમાં રહેવુ અને જંગલના પશુ પક્ષીઓથી સોબત રાખવી વધારે સારી છે.

પતિ—હે વહાલી! મને શું ખબર હતી કે આકડાના ઝાડમાં ક્યાંય આંબાના ફળ પાકે છે હે પ્યારી તારી દરેક વાતપર હું લાજવાબ છું અને તારી દરેક વાત મારા કઠોર હૃદયમાં ધસી જાય છે. હે વહાલી હું તને વારંવાર ધન્યવાદ આપુંછું કે તેં તારા કોમળ ઉપદેશોથી મારા હૃદયને કોમળ બનાવી દીધું અને સાચા ઉપદેશથી મને ઇશ્વરી માર્ગ બતાવ્યો. કોઇએ કહ્યું છે કે:-

"ભલેઅનકે બુરે હોત હે, મત દેખો બંસ;

હરનાક્ષ ઘર હરિભક્ત, ઉગ્રસેન ઘર કંસ."

સ્ત્રી—હે સ્વામી મેં તમને શું બનાવ્યું બલકે બતાવવાવાળા તે પિતા પ્રભુ છે. કે જેને સંસારમાં દરેકના શરીર બનાવ્યા.

સતીવન્તી એક બીજી વાર્તા કહેવા લાગી કે હે નાથ સાંભળો:-

સતવન્તી—એક સમય એક શેઠનો છોકરો પોતાના સસરાને ત્યાં પોતાની સ્ત્રીને તેડવા ગયો, જ્યારે તે સ્ત્રીને લઇ ઘર તરફ આવતો હતો ત્યારે રસ્તામાં કેટલાક વેશધારી મળ્યા કે જે લુંટારા સાધુના વેશમાં હતા, તેના માથે હાથ હાથની જટા બનાવી હતી છોકરાએ આ બધા લુટારાને ઓળખી લીધા તે સાધુઓએ જાણી લીધું અને આ બેઉને આવતા જોઇ તેઓ તેની નજીક આવી

સાથે સાથે ચાલવા લાગ્યા અને એ બેઉને લુટારાઓએ રામ રામ કર્યા, પરંતુ શેઠના છોકરાએ તેને રામ રામનો જવાબ ન આપ્યો ત્યારે તો એ લુંટારાઓએ સ્ત્રીને રામ રામ કર્યા, સ્ત્રીએ મનમાં વિચાર્યું કે મારા પતિએ રામ રામનો જવાબ ન દીધો તો હું શા માટે જવાબ આપું (આટલું વિચારી સ્ત્રી પણ ચુપ રહી) ત્યારે તો લુંટારાઓએ ફરી ત્રીજીવાર રામ રામ કર્યા અને કહયું ભાઇ તમે પણ પરદેશી અને અમો પણ પરદેશી દુરના મુસાફર છીએ. તમો રામ રામનો જવાબ પણ નથી દેતા તેનું શું કારણ છે?

છોકરો—મહાત્માજી, ઘેર જવાની ફીકરમાં મને કાંઇ ખ્યાલ નથી કેમકે સાંજ પડવા આવી છે અને હજુ ઘણે દુર જવું છે.

મહાત્મા (લુંટારા)—ભાઇ તારે કયે ગામ જવું છે અને કેનો પુત્ર છો તે અમોને જણાવ.

છોકરો—હું નજદીકના ગામમાં જઇશ, કે જ્યાંથી દક્ષિણમાં આશરે ત્રણ ચાર માઇલપર મારૂં મકાન ગામમાં દક્ષીણ દીશા તરફ મોટા કુવાની સામેજ છે અને મારા બાપનું નામ શેઠ મંગલમલ છે. છોકરાએ પોતાનું સ્થાન બતાવ્યું.

અસાધુ—ચાલો ઠીક થયું અમે પણ તેજ ગામ જવાના છીએ, અમે પણ તે ગામની ઉત્તરે રહીએ છીએ અને અમો તમારા બાપ મંગલમલને સારીરીતે ઓળખીએ છીએ. શું તમે અમોને નથી ઓળખતા? સારૂં હવે એકથી બે ભલા, ચાલો સાથે સાથે ચાલશું. આવીરીતે બધા પોતપોતામાં વાતો કરતાં કરતાં આશરે અર્ધો માઇલ નીકળી ગયા તો શું જોયું કે આગળ સડકના બે રસ્તા થયા છે, એક જમણી તરફ જે કે ગામનો, બીજો ડાબી તરફ જે કે જંગલનો હતો. છોકરો તો પોતાના ગામનો રસ્તો જે જમણી તરફ હતો તે તરફ જવા લાગ્યો.

(છોકરાને લુંટવા માટે અસાધુ તેને બીવરાવવા લાગ્યા.)

અસાધુ—ભાઇ જાતી વખત તમે કયે રસ્તેથી ગયા હતા.

છોકરો—જમણી તરફથી ગયો હતો.

અસાધુ—નહિ નહિ, તમે ભુલી ગયા, જમણી તરફનો રસ્તો તો જંગલમાં જાય છે અને ડાબી તરફનો ગામમાં જાય છે.

છોકરો—નહિ, હું કદી નથી ભુલ્યો જમણી તરફથી ગયો હતો.

અસાધુ—અરે ભાઇ જુઓ, અમારી તમારી વચ્ચે પરમેશ્વર શાક્ષી છે, અમે સાધુ મહાત્મા થઇને તમારાથી કદી જુઠું નહિ બોલીએ ભરોસો રાખો ગભરાઓ નહિ.

(છોકરાની સ્ત્રી આ અસાધુઓની વાત સાંભળી સમજી ગઇ.)

સ્ત્રી—હે પ્રાણનાથ! તમે કોઇના કહેવાપર ન ચાલો, જયાંથી ગયા હો ત્યાંથીજ ચાલો.

છોકરો (પતિ)—નહિ નહિ, આ સાધુ મહાત્મા થઇને જુઠું કદી નજ બોલે, કદાચ હું પોતેજ ભુલી ગયો હોઇશ. આ બાવા કહે તે રસ્તે જવુ જોઇએ. કેમકે આ લોકો પણ આપણેજ ગામ જવાના છે અને સાંજ પણ પડી છે, અંધારાનો સમય પણ થવા લાગ્યો છે, જંગલમાં એથી ચારનો સંઘાત સારો.

અસાધુ—શું તમે નથી જાણતા કે જમણી તરફથી જતાં રાતના બાર વાગશે અને ડાબી તરફથી જશું તો હમણાં એક કલાકમાં પહોંચી જશું પછી તમારી મરજી.

છોકરો—ઠીક ઠીક, મહાત્માજી આપની મરજી, જયાંથી જલદી પહોંચાય ત્યાંથી ચાલો અમો પણ તમારી સાથે ચાલીએ છીએ.

આટલું કહી અને બધાએ ડાબી તરફનો જંગલવાળો રસ્તો લીધો. જયારે બધા આશરે એક ગાઉ જંગલમાં પહોંચી ગયા અને રાત પણ પડી ગઇ તથા અંધારી રાત હોવાથી રસ્તો પણ સુઝતો

નહીંતો, ત્યારે તો છોકરાએ ગભરાઇ જઇ અસાધુને કહયું કે તમો અમને કયાં ભુલાવી લાવ્યા છો.

અસાધુ—આગળ ચાલો હમણાં તમને બતાવીએ છીએ.

જયારે આશરે માઇલપર એકદમ ઘોર જંગલમાં બધા આવી પહોંચ્યા ત્યારે બધા અસાધુઓએ છોકરાને મારવા માટે એક બીજાને ઇશારા કર્યા, ઇશારા થવાથી બે જણાએ મળીને છોકરાને એક ઊંડા ખાડામાં ધક્કો મારી નાંખી દીધો અને ઉપરથી બે ચાર પત્થર માર્યા જેથી છોકરો એકદમ મરી ગયો છોકરાની સ્ત્રી પતિના આ હાલ જોઇને એકદમ ડરી ગઇ અને હાહાકાર કરવા લાગી. છોકરાને મારી નાખ્યા બાદ અસાધુઓએ તે છોકરાની સ્ત્રીને પણ કહયું કે ઝટપટ બધા ઘરેણા ઉતારી દે નહીં તો અમો તારી પણ બુરી દશા કરીશુ

સ્ત્રી—હે મહારાજ, મને આપ આપના ચરણની ધુળ સમજીને છોડી દો અને આ બધા ઘરેણાં લઇ લો. ( આટલું કહી બધા દાગીના ઉતારી દીધા. )

ઘરેણાં લીધા પછી પણ આ દુષ્ટો સ્ત્રીને મારવા લાગ્યા. બીચારી સ્ત્રીને એક તો પતિનું દુઃખ હતું, બીજું તેના જીવની આશા ન હોવાના કારણથી ખુબ મારી રોવા લાગી અને અહીં તહીં જોવા લાગી અને પરમેશ્વરથી એવી પ્રાર્થના કરવા લાગી કે હે પ્રભુ હવે તુંજ આ વખતે પોતાની ગરીબ દુઃખી દાસીને બચાવ. અસાધુઓએ તેને અહીં તહીં નજર ફેરવતી જોઇ, તેમાંના એકે પુછયું અહીં તહીં શું જુએ છે, હવે તારા જીવની આશા છોડ.

સ્ત્રી—હું તેને જોઉંછું કે જેને તમને જામીન દીધા હતા.

તેમાંના એકે હસીને જવાબ આપ્યો કે, હા હા, જેને તે જુવે છે તે જુવો તેનો બાપ તેને બચાવવા આવે છે, એમ કહી અને

મારવાની કોશીશ કરતા હતા કે પરમેશ્વરને એના દુઃખ અને પ્રાર્થનાપર મોટી દયા આવી અને ઝટ ધનુષબાણ લઇ સાક્ષાત ભગવાને આવી દર્શન દીધા અને આ દુષ્ટ લુટારા અસાધુના હાથથી તેના પ્રાણ બચાવ્યા અને તેને પુછ્યું હે પુત્રી શું ઇચ્છા છે માગ. સ્ત્રી ભગવાનના દર્શન કરી નમસ્કાર કરી ભગવાનના ચરણમાં પડી અને કહેવા લાગી, હે દીનબંધુ! હે દયાસિન્ધુ! હે પિતા! હું આપથી કાંઇ માગવા લાયક નથી માત્ર મારા પતિ મને મળે અને આપની કૃપા દ્રષ્ટી મારા ઉપર હમેશાં રહે. ભગવાને તેના પતિને સજીવન કર્યો અને બન્નેને આશીશ દીધી. અને આ દુષ્ટ લુટારા અસાધુઓને હમેશને માટે નર્કના અધિકારી બનાવી અંતરધ્યાન થઇ ગયા. અને સુશીલ, બુદ્ધિમતા લાયક સ્ત્રીના સબબથી પતિનો પણ જન્મ સફળ થયો. અને પછી બેઉ ઘેર આવી સાધુ સેવા કરવા અને ભગવત ભગત કહેવાવા લાગ્યા.

કેમ સ્વામી હવે આપ સમજ્યા હશો કે મીઠી જબાનવાળા અને સુંદર શરીરવાળા અને રંગ રંગના ભેખધારી, અંદરથી કેવા કડવા હોય છે કે તેના દુષ્ટ વિશ્વાસઘાતી કામોએ કેવા કેવા રંગ બતાવ્યા, એટલા માટે હે પ્રભુ કદાપી કોઇની પણ મીઠી જબાનપર કદી ધોખા ન ખાવા જોઇએ.

પતિ—બેશક, હે પ્રિયા જે કાંઇ તમે મને ઉપદેશ દીધો તે સોળ આના સાચો છે, હવે હું જરા પણ કોઇનો ધોખો નહિ ખાઉં.

સતવન્તી—હે પ્રાણપતિ મેં જે આપની ઇચ્છા અનુસાર મારી અલ્પ બુદ્ધિથી હૃદય ખોલી જગત કલ્યાણના દ્રષ્ટાંતો દેવામાં શું કસુર રાખી છે. તે પ્રમાણે જો આપણી ભારતવાસી બહેનો તથા માતાઓ, એક વખત પોતાની માઆથી પગસુધીની તાકાત એકઠી કરી તે પ્રમાણે વર્તશો તો ચંડાળ સ્વભાવની અમીરજાદીઓ પણ દેશ દેશમાં પોતાનું નામ પ્રકાશી હિન્દુ ધર્મના અસત્ બતા

સુર્યને ફરી ઉદય કરી શકશે. પણ હા આવા મારા દષ્ટાંતોને સાંભળવાની કોણ પરવા કરે છે? તેઓ તો ફેશનની પ્રીશીઆરીમાં નાગાઈ આગળ વધતી જણાય છે અને મારા આવા ઉપદેશના ઉંધો અર્થ કરીને ભલાઇને બદલે બુરાઈ આપે છે. એ તો ઠીક! પણ કરણી તેવી પાર ઉતરણી. શું હિન્દુ અને શું મુસલમાન! ગુરૂની કરણી ગુરૂ અને ચેલાની કરણી ચેલા, જે કરશે તે ભરશે. માટે આ સંસાર સાગરમાં પોતાની કરણીના આધારે પશુઓ પણ સદ્દગતિને પ્રાપ્ત કરી શકયા છે. અને એજ બુરી કરણીના આધારે ઇશ્વરના જેવા સુન્દર દેહધારી મનુષ્યો પણ ઉંચ પંકતીઓપરથી ગબડી પડી નીચ ગહનગતીમાં ગબડી પડે છે. જે દેવતાઓ કરણી ચુકી જાય છે તેઓને પશુની ઉપમા અપાય છે, એ પણ કરણીનો પ્રતાપ છે. આ કરણીપર હું એક ગોમાતાનું દષ્ટાંત આપી મારી આ રામ કહાણીને સમાપ્ત કરીશ તે ધ્યાનપુર્વક સાંભળો:—

કહે છે કે કોઇ એક શહેરમાં ગાયના રખેવાળે એક વાછડીને પોતાના બાળકની માફક પ્રેમથી પાળી હતી, કે જેને જોઇ દેશવાસીઓને પણ ગૌ સેવા કરવાની ઇચ્છા થઇ. ત્યારે તે વાછડી મોટી થઇ અને એક વાછડાને જન્મ આપ્યો અને બીજે દીવસે તે ધણમાં ચરવા ગઇ તો દેવઇચ્છાથી તે ધણમાંથી છુટી પડી ગઇ અને જંગલમાં પહોંચી કે જ્યાં એક સંતોષી સિંહ ત્રણ દીવસનો ભુખ્યો પડયો હતો. જ્યારે સિંહે ગાયને દુરથી જોઇ તો તેણે જાણ્યું કે માલીકે શીકાર મોકલ્યો. તે ખુશી થઇ ગર્જના કરવા લાગ્યો, તો ગાય સમજી કે મારૂં મોત આવ્યું. અને સિંહની નજર ચુકાવવાનું તેને મુશ્કેલ થયું. જેથી બીચારી લાચાર થઇ ધીમે ધીમે પગલે આગળ આવી ત્યારે તો સિંહે દોડતો આવી પોતાનો પંજો ઉગામ્યો, તો ગાય ગભરાઇ જઈ કહેવા લાગી કે હે જંગલના રાજા! મારી વાત દુઃખદાયક છે તે સાંભળો અને મારાપર રહેમ કરો.

સિંહ—હે ગાય, હુ ત્રણ દીવસ થયાં ભુખ્યો તરફડું છું. જ્યારે માલીક તને મારા પેટની ખાતર મોકલી છે તો રહેમનું શું કામ છે.

ગાય—હું એમ નથી કહેતી કે આપ મને ન ખાઓ, પણ જરા દયા કરી મંજુર કરો તો આપને એ લોકમાં યશ મળશે, નહીં તો મારા દીલનું અરમાન મારા દીલમાં તથા મારા બચ્ચાના દીલનું અરમાન બચ્ચાનાં દીલમાં રહી જવાથી નાહક તમોને બન્નેના શ્રાપ લાગશે તો થોડા વખત મને રજા આપો તો હું તેને ચુંમી ચાટી દુધ પીવરાવી તથા મારા રખેવાળને કહી આવુ પછી આપ મારા શરીરનું ખુશીથી ભક્ષણ કરજો.

સિંહ—હે ગાય, મેં સાંભળ્યું હતું કે જાનવરોમાં ગાય ભોળી અને લોંકડી ચતુર હોય છે, પણ તું તો લોંકડીની નાની લાગે છે. કે આ ચાલાકીથી જાન બચાવી મને બેવકુફ બનાવે છે. જો પેદા કરવાવાળો બધાની સાથે, બધી જગ્યાએ વસે છે તું બધાની ફીકર છોડી પોતાનીજ ફીકર રાખ. કે અંતને વખતે ઇશ્વરના ધ્યાનથી તારી ઉમેદરૂપી હોડી સહેજે કીનારે પહોંચે. બચ્ચું દુધ પીવાનું અને માલીક ફકત દુધ નીચોવવાના ભુખ્યા છે મતલબમાં કોઇ કોઇનું નથી. કહ્યું છે કે :—

"દુન્યાસે દીલ લગાના હરગીજ ભલા નહિ,
સાફ હમને કહે દીયા હે ફીર કહેના કહા નહિ."

ગાય—રામ રામ, હે સિંહરાજ હું પ્રાણ બચાવવા માટે તમને ધોખામાં નાખવાની જાળ નાખતી નથી પણ તમારી વારંવાર જાય માની તથા ઇશ્વરને શાક્ષી રાખી બચ્ચાને મળી પાછી જરૂર આવીશ તમે ખાત્રી રાખો પછી આપની મરજી.

સિંહ—હે ગાય જો તું ઇશ્વરની શાક્ષી આપે છે તો જલદી જા અને તારૂં કામ કરી પાછી આવ. ત્યારે ગાય પોતાનું માથું

નમાર્વા તેનો ઉપગાર માની કહેવા લાગી. હે દયાવાન હું મારા ગામનો રસ્તો ભુલી ગઇછું તો સિંહે તેની સાથે જઇ ગામનો રસ્તો બતાવ્યો. ગાય પોતાને ઘેર ગઇ, બચ્ચાંને ચુંબી ચાટી દુધ પીવરાવી અને સ્નેહની દોરી કાપી તથા મનમાં વિચાર્યું કે મારી મા પણ મારા નાનપણમાં મરી ગઈ હતી અને મને જે પાલણહારે પાળી હતી તેજ તેની રક્ષા કરશે એમ મનને શાંત કરી પોતાના પાળકને કહેવા લાગી, કે હ્યો બાપા મેં તમારી બાદશાહી સેવા આટલા દીવસ ભોગવી હવે મને ખુશીથી આજ્ઞા આપો હું જાશું.

શાહુકાર—હે ગાય! આજ કેમ એમ ગભરાય છે તથા શું કહે છે, કયાં જાય છે, પાછી ક્યારે આવીશ.

ગાય—હે અન્નદાતા! મેં મારા કરેલા કરાર પ્રમાણે સિંહને મારૂં ભક્ષણ કરાવવા જાશું. આપની પાસેથી હમેશને માટે રજા માગી તથા મારા બચ્ચાને તમને સોંપી જાશું તેને સંભાળજો.

શાહુકાર—હે ગાય તું ઘણી મુરખ છે, કે તું એક વખત ચાલાકીથી કાળના મોઢામાંથી છટકી આવી અને પાછી કાળના મોઢામાં કેમ જાય છે? સિંહની તાકાત નથી કે તને ઘરમાંથી ઉપાડી જાય બેફીકર રહે અને ઘરમાં આનંદથી મોજ કર.

ગાય—હું મારી ચાલાકીથી નથી આવી, માલીકની શાક્ષી તથા સિંહની રહેમથી તમને મોઢું બતાવવા આવીછું, પોતાનો કરાર તોડી દુન્યામાં કેટલું જીવવાનું છે. આપને દુધનો સ્વાર્થ છે જેથી આપની નજરમાં નથી આવતું કે મારો ધર્મ ચુકાવી તમારો પરલોક ભારે કરવા ચાહોછો. યાદ રાખજો કે હું આપની આવી વાતોથી ન લલચાતાં મારા કરેલા કરારપર જરૂર જઇશ. આ વાત જ્યારે ગામના રાજાએ સાંભળી કે ગાય પોતાના કરાર પ્રમાણે મોતના મોઢામાં જવાને તૈયાર થઇ છે ત્યારે ઉઘાડે પગે ફુલના હાર લઇ દર્શન કરવા આવ્યા, તો જેવું સાંભળ્યું હતું તેવુંજ જોવામાં આવ્યું.

રાજા—હે દેવી! જો તારા પ્રાણ રહે અને તારૂં વચન પણ રહે અને તારો કાળ તારા જવાથી પહેલાં મરી જાય તો પછી તારા મનમાની પ્રસન્નતા થાય કે નહિ. ગાય કહે કદી નહિ. હે ગજન કદી એમ થઈ શકે કે? જેને મારા તથા મારા બચ્ચાંનાં હાલપર રહેમ કરી ભુખનું દુઃખ ઉઠાવ્યું અને પોતાના શુભ વિચારથી મારૂં ભક્ષ ન કર્યું અગર કરતે તો હું શું કરી શકતી. હું આવા ધોખાથી જીવવા માગતી નથી તેમજ પતો પણ નહિ દઊં નિશ્ચય કરજો કે જે મારા એક વખત ભલામાં છે તેના ભલામાં હું હજાર વાર છું. તે સાંભળી રાજા એકદમ ખુશી થયો અને ગાયને ફુલોના હાર પહેરાવ્યા અને કહ્યું હે ગાય! તું કલજુગી બીજી નકલી ગાયો કરતાં હજાર દરજે ધન્ય છો. ગાયના જવાથી ગામના બધા માણસો રામબાણ પ્રેમ જણાવવા લાગ્યા, થોડે છેટે ગયા, તો ગાયે વિચાર્યું કે આ બહુ ખોટું થયું, અને બધાને પાછા વાળવા જોઇએ. તે કહેવા લાગી

ગાય—હે ગામના રહીશો, મારાપર કૃપા કરી પાછા ગામમાં જાઓ. નહિ તો મારાપર રહેમ કરવાવાળો (સિંહ) તમને જોઈ એમ જાણશે કે મને મારી નાખવા પોતાની ફોજ લઇ આવે છે. એવી બીકથી નાસી જશે અને તેના ભુખ્યા રહેવાથી મારો લોક તથા પરલોક નષ્ટ થઇ જશે. ત્યારે તો બધાએ પોતાનું માથું નમાવી જય જયકાર બોલાવ્યા. અને કહ્યું હે દેવી તને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે, કે તારા કરાર માટે માથું દેવા જાય છે. ધિક્કાર હોજો અમારા મનુષ્ય જન્મ ઉપર, જે અમોએ પરમપીતા પાસે કરેલા કરારને ભુલી ગયા છીએ જેથી કાંઈ દેશસેવા નથી કરતા, હાય અમારી ભારતવાસી વીધવાઓ રીબાય છે, ગાયો મારી જાય છે, ભીખારી વધતાં જાય છે, મોટાં મોટાં ધર્મસ્થાન બરબાદ થતાં જાય છે, અમીર, ગરીબ, રાજા, મહારાજા હિન્દુ ધર્મની

અજ્ઞામતીપર હિન્દુ તીર્થોનાં રંગ પળ પળમાં બગડતા જાય છે. ભારતમાં હિન્દુ સંસ્થાઓ કેટલીક ઉભી થઇ છે પણ તેથી કાંઇ ફાયદો જોવામાં નથી આવ્યો. ઘણું ધર્માઉ ધન સ્વાર્થીઓના હાથમાં જાયછે. હે ગાય! તને આ જન્મમાં ધન્ય છે, અમે પરમપીતાના કરારને ન માનવાથી નાના પ્રકારના દુઃખ ભોગવીએ છીએ. ગાય બધાનો શુદ્ધ ભાવ જોઇ આશીશ દેવા લાગી કે જાઓ તમારા ધર્મની ધજા ઉપાડનારને પરમાત્મા તાકાત આપે અને તમારા ધર્મ કર્મપર પ્રીતી રહે. આટલા આશીરવાદ લઇને ગામવાળાઓએ માથા નમાવ્યા અને પગ પાછા હઠાવ્યા તથા ગાય પોતાના ધર્મને નિભાવવા માટે ખુશીથી ગઇ. તો સિંહે ગાયને પાછી આવતી જોઇને કહ્યું આને પણ ધન્ય છે. હવે હું શું કરૂં, ભુખ પણ લાગી છે, આવા સત્યવક્તા પ્રાણીનો શીકાર કરવો એ પણ મોટુ પાપ છે. સિંહ આ વિચારમાંજ હતા તેવામાં ગાયે આવીને તેના પાસે પોતાનું માથું નમાવ્યું, અને કહ્યું હે દયાવાન! તમે મારા વાસ્તે ભુખનુ પરમ દુઃખ ઉઠાવ્યું, જેને માટે હું શરમીંદી છું, હવે તું જલદી મારૂં ભક્ષણ કરી મારી જીંદગી સફળ કર, હું દરેકરીતે પ્રસન્નતાથી તારી પાસે ઉભીછું.

સિંહ—જેને વાસ્તે તું અહીંથી ગઇ હતી તેની પાસેથી શું લાવી? જો ન ત્યાંથી કાંઇ તને હાથ આવ્યું, ન તો ત્યાંથી તારા પ્રાણ બચ્યા, અગર આવી પ્રીતી તારા પેદા કરનાર ભગવાનના ચરણમાં લગાવતી, તો શું તારી ઉમેદની હોડી કીનારે ન પહોંચતી?

ગાય—હે પરમ જ્ઞાનવાન! મારી માતૃ પરમ પ્રીતીને લીધે, જો આપ આજ્ઞા ન દેત તો મારાપર આપનો કૃર થાત. એક દીવસ બચ્ચાનો જન્મ થયો અને બીજેજ દીવસે તમારી પાસે આવી છું. હે દયાળુ તમારી દયાથી હું મારૂં પણ નીભાવી પાછી આવી જેનાપર આપની દયાનો સુરજ અને મારા પ્રાણ નીભાવવાની કીર્તિનો નિર્મળ યશ દુન્યામાં ચળકતો રહેશે. ગાયની આ વાત

સિંહથી થતી હતી ત્યારે આકાશમાંથી અમૃતનો વર્ષાદ થયો. અને વિષ્ણુના ગણ સિંહને પ્રેમથી વિમાનમાં લઇ જવા માટે આવ્યા અને કહ્યું હે ભાગ્યવાન! આ વીમાનમાં બેસ તને ભગવાનના દર્શન કરાવીએ. સિંહ—રામ રામ, આમાં બેસવા જેવી મારી કરણી નથી અને ભગવાનના દર્શનને લાયક નથી. ત્યારે તો ગણોએ કહ્યું હે ધીરજવાન! તું આમાં બેસવાને લાયક છો તથા ભગવત દર્શનનો અધીકારી છો કે પેટની ભુખના દુઃખને સહન કરી ગાયને દયા-ભાવથી ઉપદેશ કરી રહ્યો છો.

સિંહ—હાય, મેં હજારો પ્રાણીઓને વિના કારણ ફાડી ખાધા છે અને જરા પણ રહેમ રાખી નથી તો આ ગાયને મારવામાં ઢીલ કરી તેમાં શું? અગર જો હું વીમાનમાં બેસવા લાયક હોઉં તો ગાય કેમ નહિ? ત્યારે તો ગણ તરતજ ભગવાનના દરબારમાં પાછા ગયા અને ભગવાનને કહ્યું કે સિંહ ગાયને સાથે લાવવા કહેછે.

વિષ્ણુ—હે ગણો! સિંહ એક ગાયને લાવવા કહે છે પણ ગાયનું આખું ગામ આવવાને હકદાર છે એટલું કહી ભગવાન શંખ, ચક્ર, ગદા તથા પદમ ધારણ કરી, વીમાનમાં બેસી ત્યાં આવ્યા અને દર્શન દઇ બન્નેને સ્વર્ગનો અધીકારી બનાવ્યા અને સિંહ તથા ગાયને ધન્યવાદ આપ્યા. આટલી વાત કરી

સતવન્તી—હે સ્વામી! હરીના ગુણ અને ભગતજનોની ભક્તિના મહીમાનો પ્રતાપ મોટામાં મોટો છે, કે જેને ભગતોની માળા બનાવી છે, જે વાંચવાથી માલમ પડે છે કે નિર્ધનતાથી પણ કરવાવાળાએ હદ કરી બનાવ્યું છે. હે સ્વામી, હવે તમે બધીરીતે શુભકર્મોના પ્રીતીવાન થયા છો હવે આપણે બેઉ પુર્ણ ગ્રહસ્થધર્મ પર આપણો લોક પરલોક સુધારીએ. અને સિંધ નીવાસીઓના હકમાં આવા બનવા પરમેશ્વરની પ્રાર્થના કરીએ. આટલું કહીને બેઉ આનંદપુર્વક ગ્રહસ્થાશ્રમને મોટો માની પોતાનો લોકીક પર-

લૌકીક ધર્મ સારી રીતે સંભાળવા લાગ્યા. અને વેદશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પોતાના ગૃહસ્થાશ્રમને નિભાવવા લાગ્યા, જેથી ભગવાને તને એક કાંતીવાન દીકરો આપ્યો, જેનું નામ નારાયણ રાખવામાં આવ્યું. અને બન્નેની મનોકામનાઓ પુરી કરી. થોડા દીવસ બાદ જ્યારે તેની માતા ગુજરી ગઈ ત્યારે સજન અને તેની સ્ત્રી સતવન્તી પોતાના માબાપના ફુલ (હાડકાં) લઇ હરિદ્વાર ગયા, હરિદ્વારમાં લોકોને બદ્રીનારાયણની યાત્રા કરવા વાસ્તે જતાં જોઇ આ લોકોને પણ બદ્રીનારાયણના દર્શન કરવા ઇચ્છા થઇ અને તેઓ પણ પુજા ભેટનો સામાન લઇ જવા વાસ્તે તૈયાર થયા અને હરિદ્વારથી લાકડી લઇ વીદાય થયાં અને બે બે, ચાર ચાર ગાઉની સફર શરૂ કરી, અને સારામાં સારી એકાંત જગામાં બેસતાં ઉઠતાં, ગીતા રામાયણ, ભાગવત, વઇરાગ્ય શાસ્ત્રના પાઠ કરી લાભ લેવા લાગ્યા, જેમ કે યાત્રાવાળાને ધર્મ થાય છે. ચાર પાંચ મહીનામાં પહોંચી ગયા અને મનોહર બદ્રીનારાયણના કલ્યાણકારક દર્શન કર્યા તથા પોતાનો સફળ જન્મ માનવા લાગ્યા. અને જેવા તંદુરસ્ત શરીરે ગયા હતા તેથી બમણાં શરીરે પાછાં ઘેર આવ્યા. (અને બાકીના બે મહીનામાં જઇ પાછા આવનારાના ભયાનક નકશા દેખાવા લાગ્યા એટલે કે કોઇ તો સુજેલા પગથી બુમ મારે છે, કોઇ તુટેલી કમરથી તડફડી રહયા છે, કોઇ કોઇ તો જલદી પાછા આવવાથી એકદમ હવા પાણીના બદલવાથી પ્રાણ ખોઇ બેઠા છે.) સજન તથા સતવન્તી પ્રેમપુર્વક ઘેર પહોંચ્યા પછી દરેકને સત્ય ઉપદેશ દેવા લાગ્યા કે ભાઇઓ સાંભળો :—

"ચાર કોસપર ચેના ચબેના પાંચ કોસપર રોટી,
આઠ કોસપર ડેરા ડન્ડા તાકી મર્દન મોટી."

એટલે ચાલતાં ચાલતાં એકદમ કોઇ જગાએ પાણી પીવું નહિ વાસી ભોજન ખાવું નહિ, અજાણ્યાને ઘોડે બેસવા દેવો નહિ,

ભગવત ભજન માર્ગમાં છોડવું નહિ, ઘરવાળાની ઉદાસીમાં એકદમ દોડીને મળવું નહિ, આમ ન કરવાથી કોઇરીતે ભુલ નહિ ખાઓ. આવીરીતે વર્તવાથી કોઇજાતનું શરીરને નુકશાન નહિ થાય

વાંચક માતાઓ બહેનો! અને ભાઇઓ! સંસારમાં લાયકથી લાયક અને અધીકથી અધીક કહેવાવાળા ઘણા પડયા છે અને સારામાં સારી નોવેલ તથા મનોહર હીતઉપદેશ પુસ્તકો છાપેલા ભર્યા પડયા છે, જેમાં બેઢબી ચાલની વાર્તાઓ પણ મોજુદ છે. તેમાં કોઇ કોઇ એવી પણ ચોપડી છે કે જે તમને ન જાણવાવાળા માર્ગની તરફ ખેંચી જાય છે જેથી મેં આ સતવન્તી ચરિત્ર (લેખ) પ્યારી માતાઓ અને વહાલી બહેનોના વાસ્તે તથા શેઠ શાહુકારને સત્ય માર્ગપર ચલાવવાની ખાતર પ્રકાશ કર્યું છે તથા સમયાનુસાર કહેવામાં અમારી તરફથી કાંઇ પણ કસર બાકી નથી રાખી. અને આશા છે કે અમારા આ લેખપર ધ્યાન દેશો તો જરૂર લાભ મેળવશો. હે વહાલી બહેનો જેમ અમારા લોકોનું કહેવું ધર્મ છે. તેમ તમારે માનવું એ પણ પરમ ધર્મ છે. અને આગળ આ લેખથી લાભ મેળવવો ન મેળવવો તે આપની મરજી:

સતવન્તીકી વારતા પઢે સુને ચિત્ત લા, જાયે વીચ વૈકુંઠ દે ઉંચી પદવી પા; ઊંચી પદવી પા કરે નહિ ફેર બુરાઇ, મીલે આપસે આપ હીંદકા ભાઇ ભાઇ.—

દરેક ઘરમાં સતવન્તી હોય એ સુખદાયક છે, દરેક વાચનારને ફળદાયક છે, વાંચવાવાળાને સો ગણું, સાંભળવાવાળાને હજારગણું, સંભળાવવાવાળાને લાખગણું, પ્રચાર કરવાવાળાને ક્રોડગણું, તથા સતવન્તીપર છિદ્ર કાઢવાવાળાને પોતાની બુદ્ધિથી અનંતગણું ફળ મળશે કરવાવાળાને માટે આ દરેકરીતે સહેલ છે, ન કરવાવાળાને માટે સતવન્તીનો લેખ તોફાન છે. કેમકે સચ્ચાઇનું મેદાન છે.

સચ્ચ બરોબર તપ નહિ, જુઠ બરોબર પાપ;
જુઠ જુઠ જીમ જા બુડે, તાકા બઢ પરતાપ.

ભાઇઓ! પાખંડ ખંડન વાંચવાવાળા કદી નકલી રસાયણીથી છેતરાશે નહિ. પોતાના નામી મંદીરોની બરબાદી નહિ ઇચ્છે, સાચા સાધુ બ્રાહ્મણની સેવા કરવામાં મોં નહિ ફેરવે. જ્યારે હું કરાંચીના સ્વામીનારાયણના મંદીરને જોઉં છું, તો મને સમજ નથી પડતી કે તેના મહંતજી શું કરે છે? અને તેના ધનવાન મુખીલોક શું કરે છે? તેનો પણ પતો લાગતો નથી. જેમાં કોઇ અભ્યાગતની અન્નથી સેવા થતી નથી કે કોઇ અભ્યાગતને રહેવા મકાન પણ મળતું નથી. મિત્રો! આટલા મોટા બંદરપર આવડું મોટું મંદિર પોતાની આમદાનીથી સાધુ બ્રાહ્મણ તો શું પણ બીજા લાખો ગરીબ ગ્રહસ્થીઓને પણ પાળી શકે છે પણ ક્યાં? કોઇ પુછવાવાળુ હોય તોને. આવડા મોટા મંદિરના આ હાલ છે તો નાનાના પરમેશ્વર જાણે. પણ હવે ધર્માર્થ સંસ્થાઓથી ગાફલ રહેવું ઠીક નહિ. શેઠ શેઠાણીના વાંચવાવાળા પુરણ ગ્રહસ્થ થઇ નામ કાઢશે.

સતવન્તીના વાંચવાવાળા સતવન્તી રૂપ થઈ જશે.

ટુંકમાં કેહેવાનું હવે એ છે કે દાઢીવાળા (બુઢ્ઢા) અને પાઘડી વાળા (જુવાનો) તો જોર કરી કરી પોતાની હિમ્મતને હારી ગયા છે. હવે હે પ્યારી બહેનો તમેજ દેશઉન્નતિ માટે પોતાના સંતાનોને સારી કેળવણી આપી તમારા પોતાના દેશને સારામાં સારી સ્થિતિમાં લાવવાને શીરતોડ પ્રયત્ન કરી બતાવો. જેથી તમારા દેશનું કલ્યાણ થાય. (કેમકે આ તમારા શેઠ શાહુકારોની ગેરઇન્સાફી છે.) જુઓ! મને પરમાર્થીક મદદ વાસ્તે હરિદ્વારથી કરાંચીમાં આવ્યા લગભગ બે વરસ થઇ ગયાં તથા મેં સેંકડો લેખ છપાવ્યા, તથા મારા અહીં કરાંચીમાં આવવાથી ત્યાં ગંગાજીમાં પાણીનું પુર આવવાથી ગંગા લંગરને ઘણું નુકશાન ખમવું પડયું છે. જેનાપર પણ કોઇ ધર્માભીમાનીએ મારા લેખોપર જરા પણ ધ્યાન ન આપ્યું. એટલા માટે પુરૂષો જેવા ઘરમાં આવી રોજના

નુકશાનીના ખબર તમને સંભળાવે છે તેથી તમારે પણ તેમને આ પરમાર્થ તથા ધર્મ કર્મ વાસ્તે જરૂર પ્રેરણા કરવી જોઇએ. આ અન્નક્ષેત્ર તથા ધર્માદા ઇસ્પીતાલ વાસ્તે પણ જરૂર ધ્યાન દેવરાવવું જોઇએ. જેને માટે મેં પંજાબ નેશનલ બેંક કરાચીમાં પબ્લીક ગંગાલંગરના ફંડનો હીસાબ ખોલી રાખ્યો છે જેમાં આપ રકમ આપી બીજાથી અપાવવા જલદી યત્ન કરો.

## ભજન.

જૈસી કરની વૈસી ભરની કીર કૈસા અરમાન રે મન. જૈસી કરની૦
કરનીને હનુ લંક જલાઇ, જબ રાવણુને સિયા ચુરાઇ,
કરની કરી વિભીષણ ભાઇ, ગિરયો શરણ હરિ આન રે૦
ફોરન ઉડ સંજીવન લાએ, સગરા પર્વત હાથ ઉડાએ,
ભરત લાલ કે બલ અજમાએ, મારા ખેંચ કે બાણ રે૦
અહિરાવણ ને રૂપ બતાયા, રામ લખન પાતાલ લે ધાયા
હનુમાન કન્ધે ધર ધાયા, બડા બલિ બલવાન રે૦
કરની સે નન્દ પુત્ર કહાએ, માત જસોધા ગોદ ખિલાએ
કરની સે હરનાકશ રાયે, તોડ દિયા અભીમાન રે૦
કરની કરી હરિચન્દ રાજે, જિનકે બજે થે ચહુ દીશ બાજે
કયા કયા રંગ બિધના ને સાજે, છોડા ધર્મ નિશાન રે૦
ધર્મ મોરધ્વજ રખ દિખાયા, આરા અપને સીસ ધરાયા
હરગિજ ખૌફ જરા ન ખાયા, ચઢ ગયે પુષ્પ વીમાન રે૦
ઇસી તરહ તુમ કર દીખલાઓ ધર્મ કી ખાતર પ્રેમ દીખાવો
ગર્ભ જુન વિચ કદી ન આવો સુનો સકલ દેકાન રે૦
હકીકતરાય ને ધર્મ નિભાયા ધર્મ કી ખાતર સીસ કટાયા
અકબર શાહ ઇન્સાફ દિખાયા ડોબે બેડે દર્માને રે૦
પ્રહ્લાદ ભક્તને ધર્મ બિચારા, પિતા બાંધ પર્વત સે ડારા
અગ્નિમેં નરસિંહ રખવાળા માંગ લીઆ વરદાન રે૦

કરની કરો તાં નેક કહાવો બદી કરો તાં બુરે સદાઓ
કહે ફકીર હર કે ગુણ ગાઓ કરની કરત જહાન ૨૦
"અન્તમ બિન્તીપર કરો જરા મોર તુંમ ધ્યાન,
ઈસ સાગર સંસારમેં ભલી કરે ભગવાન."

(હર હિન્દુ જાતિનો ઇન્સાફ કરવાવાળા) હવે તમોજ પોતાના ધર્મથી બતાવો કે મેં આ પરમાર્થની મદદ વાસ્તે મારા તરફથી મારા પુરૂષાર્થમાં શું કસર બાકી રાખી છે. એવીરીતે તમે પણ જો પોતાનો હક અદા કરવા ચાહો તો શું નહિ કરી શકો?
(સારીરીતે કરી શકો છો).

જુઓ! સંસારમાં જે એકરાર વાસ્તે તમે શરીર ધારણ કર્યું છે તે એકરાર પુરો કરવા શીરતોડ યત્ન કરો તથા કોઇ ભલાઇ કરવામાં પણ તેના ફળની કદી આશા ન કરો. તેમ એવું ન થાય કે "સેવા થોડી, માંગન બહુતા". એટલા વાસ્તે હે ભાઇઓ હવે પરઉપકાર કરી, દુન્યામાં વીર વિક્રમ કહેવાઓ નહિતર તમારી નબળાઇપર કુટેલ ઘડાની માફક વખત પસાર થતો ચાલ્યો જાય છે તથા જુઓ, કાળરૂપી મેલટ્રેનની વીસલ કેવી જોરથી ફુંકાઇ રહી છે તથા રાત દીવસ ટ્રેનો ભરી ભરી મુસાફર મંજલ દર મંજલ પહોંચી રહ્યા છે, અને જુઓ પોતપોતાનો સામાન લઇ હવાબંદરવાળા પારસીની માફક મોટર લારી વીકટોરીયામાં ચડવા વાસ્તે ચાલ્યા આવે છે તથા દુન્યવી સ્ટેશનના પ્લેટફાર્મ ઘડી ઘડી ભરાતા તથા ફરી ખાલી થતા બધાની નજરે પડે છે. કહો તમારી પુણ્ય પાપની હેન્ડબેગ તમારી સાથે ચાલવાળી કયાં પડી છે. (હે વહાલાઓ દુન્યામાં ભલું કરવાવાળાની પાસે પડી છે.) મને તો લાગે છે કે તમારી તેનાથી જુદીજ ફેશનની કર્મબેગ છે. ઠીક ઠીક આ જુઓ કાળે બધી ટ્રેનને ફુંક મારી દીધી, ગાર્ડે સીટી છોડી દીધી તથા ઘંટી વાગવાની છે, હવે જલદીથી પરઉપકારીક ટીકીટ લઇ લ્યો, કે જેનાથી આ રામગાડી મેલથી પ્રહલાદપુરીના

રસ્તાથી ગંગાજી સ્ટેશનપર ઉતરી સ્વર્ગધામપુરી પહોંચી શકો. કેમકે જુઓ આ આત્મિક ગાડી છે, જે કે જલદી છુટવાવાળી છે એટલા માટે દરેકે પોતપોતાના પરઉપકારીક કર્મો કરી તથા બેસતાં ઉઠતાં દરેક વખતે આપણા પેદા કરનારને યાદ કરી, તેના ચરણમા સાચા દીલ તથા શુભ ભાવથી માથું નમાવો અને દુન્યાના એશારામમાં ભુલ ખાઇ તેને કદી નહિ વીસરતા.

વહાલા મિત્રો! હવે હું તમારા લોકોથી પ્રાર્થનાપુર્વક એ પુછું છું કે શું ગાય માતાને ભુખી રાખી ગલી તથા બજારના ધક્કા ખવરાવવા એ તમારો ધર્મ છે? અથવા કોઇ બદચાલથી વિધવાઓને વધારવી અથવા તેનો બુરીરીતથી તીરસ્કાર કરવો એ તમારૂં પિતૃ કર્મ છે, અથવા તમારા શુભ સંતાન દીકરા તથા દીકરીઓને આપણી માતૃભાષાની જગ્યાએ કોઇ બીજીજ ભાષા જે ધર્મ, કર્મ અને શરમથી દુર ભગાવવાવાળી છે, તે કદી કલ્યાણ કારક થઇ શકે છે? ( કદી નહિ ) એટલા માટે હવે આવી હાલત પર વીજળીના અજવાળામાં મોજ લુંટવી, મોટરને ઝડપથી ચલાવવી એ તમોને કેમ ભલું દેખાય છે તેની ખબર નથી પડતી. અને નહિ ખબર કે, સારૂં ખાવું, સારી સલાહ, સારી સોબત, સત્ય ધર્મના વ્યવહાર કરવા આપને શામાટે ભલું નથી જણાતું. વાહ વાહ હિન્દુ કહાવનારા હિન્દુ ભાઇઓ! મતલબી સેવા પુજાથી ઇશ્વરી કૃપા માગવી એ કયાં સુધી આપના ખ્યાલમાં ઠીક રહેશે? શુભ અશુભ ભાવનાનું ફળ દેવાવાળો સૃષ્ટીકર્ત્તા લાંચીઓ નથી. નિત્યકર્મ, નિશ્કામ એ જીવનના કર્મ કહેવાય છે, જેનાથી હવે જોયું જાય છે કે દયા ધર્મના ટેલીફોનોપર બોલાવાવાળા પોતે પોતાના બુડાવગરના હુન્નરોપર આથી બીકમાં માની રહ્યા છે. ગંગા યમુનાના અથાગ પ્રવાહ આ સાગરમાં વહીને આવી મળ્યા છે, જેના કીનારાપર રહેવાવાળા દેશો તોબા થઇ ગયા છે, જે અમારા કોઇ

પુન્યના પ્રતાપથી સમુદ્રતે ઉછળવા નથી દેતા, પણ એટલું જાણે છે કે જે દીવસે જરા પુન્યથી પાપ વધ્યું તો ચુપચાપજ દેશી કરમ અને ઝુલેલાલના કોપથી કરાંચી બંદરના સુંદર નકશાને પલમાં દરીયાલાલ પોતાના સુભાવના મોજાંથી ન ખબર કે બીયામણો નકશો દેખાડી બનાવશે. હે પ્યારા મિત્રો યાદ રાખજો કે જયાંસુધી આ લેખોપર તન, મન, ધનથી ધ્યાન નહિ કરો તો હિન્દુ જાતી નામનું વહાણ સંસાર સાગરમા બે ધાર્મીક ખલાસીઓના પ્રતાપથી આવીરીત બધાની નજરે જોત જોતામાં જરૂર એક દીવસ દગો દઇ જશે. એટલા માટે તમારે જાણવું જોઇએ કે, હવાબંદરવાળા પારસી, ધર્મશાળાવાળા સરદાર, હમેશાં સાધુઓને દુધ પીવરાવવા વાળા યાદવ ગણેશ જોડીયા બજાર, અને રોજ લાડુ ખવરાવવા વાળા શીવજી ભગત રણછોડ લાઇન, તથા ચંદુ હલવાઇની પ્રત્યક્ષ દેખાય તેવી લીલા. જાુઠી પ્રીતના પાછલા નાટકપર કોઇ સારૂં કામ કરી ધર્મ હાંસલ કરી અમુલ્ય લાભ ઉઠાવો.

(હે હિન્દુ ધર્મના સાધુ, બ્રાહ્મણ તથા ગૌરક્ષકો) હું સ્વાર્થી નથી. ઠીક, અગર હું ભુલથી તમારા સિંધ દેશમાં પરમાર્થને માટે આવી ચુકયો અને સેંકડો લેખ છપાવી નુકશાની પણ ભોગવી ચુકયોછું તે. આપની પણ ફરજ છે કે આપનો દયાળુ હાથ લાંબો કરી દાનેશ્વરીમાં નામ ખપાવો. અથવા બે વરસ વાસ્તે જયાં સુધી કે મેરૂની હવા બંધ ન થઇ જાય, દરેક ધર્મકાર્યોથી હાથ રોકો, કેમકે આમ આપને લાયક નહીં કે એકપર તો દાનનો વર્ષાદ વરસાવો બીજાપર ઇશ્વરનો કોપ. ખબર નહીં કે આવી બેઢબી દાનની રીત તમોને કોણે શીખવી.

હું તો મારા પુરૂષાર્થપર પાકો વિશ્વાસ રાખી ખાત્રી કરી બેઠોછું, કે જરૂર એક દીવસ ભગવત આ ધર્મકાર્યને વાસ્તે સિન્ધી શેઠ શાહુકારના દીલમાં આ સુકી ધરતીપર રહેમનો વરસાદ જરૂર

વરસાવશે. અગર આટલેથી પણ કોઇને રહેમનો વિચાર નહિ આવે તો એમ માનવામાં આવશે કે આવડા મોટા કરાંચી બંદરપર વીલાયતી ધંધાથી પેટ ભરવાવાળા શેઠ શાહુકારોમાં આ દુરથી આવવાવાળા પરમાર્થી મહામુર્ખ છે.

હે ધર્મવીરો! અગર તમારા ધોખાબાજીની હદના હટકીથી સાચા સંશયમાં હો તો નિશ્ચય કરો કે બધા સવાલી પણ એક સરખા નથી હોઈ શકતો અને હું તમારાથી તો શું પણ પરમાત્મા થી પણ દેશના ભલા સીવાય બીજી ચાહના નથી રાખતો. આ મદદ તો શ્રી ગંગાજીના કીનારાપર આપના બનાવેલા ધર્મચરખા માં જોઇએ છીએ. કે જે તમારા દેશબંધુ યાત્રાળુઓને કામમા આવશે. જેનાથી આ ફકીરના પબ્લીક ગંગા લંગરથી માત્ર સેવા બજાવવાનું હીત છે. જેમાં આવવા જવાવાળા સાચા મહાત્મા તથા ચારે તરફના, ચારે વર્ણના માણસો વીના તકલીફે, વગર ભાડે મન માન્યો આરામ મેળવે છે. જો કે ગંગાજીના પુરથી ૨૫ ફુટ પાણી ની ટક્કરથી બચ્યું, જે ગંગા લંગરની હજુ દોઢ મંજલ બનાવવી બાકી રહી છે અને રૂપીયા ન હોવાથી અધુરી પડી છે તથા અન્ન ક્ષેત્ર પણ ઘણું દેવું થઇ જવાના કારણે બંધ છે. આ લંગરમા પચાસ હજાર રૂપીયાની મદદ પહેલાંજ પંજાબવાળા કરી ચુક્યા છે.

અગર બીજા ધર્મસ્થાનોની માફક આ પણ જડ મુળથી ઉખડી ગંગાજીના પ્રવાહમાં તણાઇ ગયું હોત, તો હું આપની કૃપાળુતા અને દયાળુતાને ધન્યવાદ દેતો આ રાક્ષસી ધરતીપર આપને મદદ રૂપી કષ્ટ કદી ન દેત. પણ આ તો જેવુંને તેવુંજ ઉભું છે, તો જે ધર્મની હરેલી હોડીને ચલાવવામાં અને તેના ઉપર ચડેલા બોજાને ઉતારી જાહેર પ્રજાની ખાતર ચલાવવા મારો તથા આપનો પરમ ધર્મ છે. જો હિન્દુ શેઠ શાહુકારને પોતાના નવામાં નવા લેખોપર ધ્યાન અપાવી કેવળ આપ પણ આ ધર્મકાર્યને વાસ્તે શીરતોડ યત્ન કરી

ગ્દયા છો. અને અહીંની દાનની પદ્ધતીને જોઇ, બગલમાં નકશો દબાવી સવાર સાંજ આપને કાના દર્શન કરતાં ઘણો અચંબો થાયછે.

હે હિન્દુ ભાઇઓ! અગર ગંગા કીનારે ઋષીકેશ રોડપર ધર્માર્થ હસ્પીતાલ, અન્નક્ષેત્ર, લાઇબ્રેરી તથા ધર્મપ્રચાર જારી રહેશે તો નામ પબ્લીકનું છે અને અગર જે પુર્વથી ચાલતું કામ બંધ થઇ જશે તો બદનામી પણ પબ્લીકની થશે તેમાં બાવા ને શું પડી છે. સેવકનો તો કેવળ પ્રબન્ધ છે. અગર કોઇ શ્રદ્ધાવાન ધર્મપ્રેમીની ઇચ્છા હોય તો આ કામ પોતાના હાથમાં લઈ લે તો મારો (બાવાનો) પ્રાણ છુટે, અગર એમ નહિ તો આ કામને ધનની સહાયતાથી ચાલુ કરે. જુવો મારો તથા આપનો ગંગા યાત્રાળુઓની સેવા કરવામાં પરમ ધર્મ છે. આ કારણે હરિદ્વારથી ચાલીને કરાચી સુધી હજારો માઇલની યાત્રા કરી બે વરસ થયાં અહીં આવી બેઠો છું, પણ અફસોસ કે આટલા આટલા મોટા નામી ધરમાત્મા કહેવાતા હિન્દુ શેઠ શાહુકારોમાંથી કોઇના દીલમાં આ પરમાર્થપર ઉપકારને વાસ્તે રહેમ ન આવી, એટલા માટે હે મિત્રો આ તનતોડ ફકીરને વાસ્તે તેના પ્રયત્નપર જરૂર ધ્યાન કરો.

ફકીરને પોતાના વાસ્તે ધનની ઇચ્છા નથી, પરંતુ કામ ઘણા દીવસ રોકવું પણ સહન થઇ શકતું નથી, અને ખાલી પાછું જવું એ આપને માટે યોગ્ય નથી, એટલા માટે પોતપોતાના દાનની માત્રાને જેમ યોગ્ય લાગે તેમ એક જગ્યાએ એકઠી કરીને બેશક બધુ કામ તમારી મારફત કરાવો અને કરેલા દાનની બહાર જોઇને દાન કરવાની વીધી શીખો. મંદીની બજારમાં ખાલી બેઠાં ધર્મનો સટ્ટો કરો, તો તેઓ આપોઆપ દર્શન દેશે અને જરૂર તમારો નંબર નીકળશે. બેશક તઇયાર નકશાને જુઓ અને બધીરીતે તમારી ખાત્રી કરો. બનેલી જગ્યા અને ચાલુ કામ જેને પ્રેમ હોય તે પોતાના હાથમાં લઇ લ્યો અને ગંગા તટપર જાતી સેવાથી લોક તથા પરલોક બન્નેને સુધારો.

સાધુ સેવક મીર્ઝા શીવજી ગણેશે કોઈ પુન્ય જન્મના પાપથી પોતાના યુવાન પુત્રનું મરણ જોયું છે, જેની ઉદાસી તેના ઉપર તથા તેના ઓળખીતા અને સંબંધીઓના દીલમા છવાઇ રહી છે. આ બાબતમાં અમો ભગત શીવજીભાઇને ધીરજ આપીએ છીએ. અને નવજુવાન સ્વર્ગવાસીના હકમા, પરમાત્માના દરબારમા તેના આત્માની શાન્તિ થાય એવી પ્રાર્થના કરીએ છીએ. અને મરહુમના બાળપુત્રને ઇશ્વર દીર્ઘાયુષી બનાવે એવું ઇચ્છીએ છીએ અને ભગત શીવજીભાઇને ગંગા કીનારે પરઉપકારીક કાર્યને વાસ્તે યાદ આપીએ છીએ કે અગર ગંગા કીનારે લાલજીના નામોને અન્નક્ષેત્ર અથવા ધર્માઉ ઇસ્પીતાલ અગર ધર્મશાળામા એકાદ ધર્માઉ મકાન ગંગા યાત્રાળુઓના આરામને વાસ્તે બાંધવામાં આવે તો કેવું સારૂં. મને કરાચીમા આ પરમાર્થી કામને વાસ્તે આવ્યાને ઘણો વખત થઈ ગયો છે. ધર્મપુત્રના વિયોગની ઉદાસીમાં અગર આ યત્નના ભાગીદાર થાય તો શુ મોટી વાત છે ? હું નથી જાણતો કે શીવજી ગણેશ નામ રાખીને આ મેર આવેલી ગંગાથી કેમ ડરે છે ? કરાંચીમા પુન્ય કરવા કરતા ગંગા કીનારે અન્નક્ષેત્રમાં પુન્ય કરવામાં હજાર ગણું ફળ મળે છે. શીવજી ગણેશ વિચાર કરે તો આ ઘણોજ કીમતી મોકો છે. હું ખાત્રીથી કહુંછુ કે આવો સારો મોકો કદી નહિ મળશે. કરવાનું શુ છે ? સ્વર્ગવાસીના ભાગને કાઢવાનો છે. ફકીર તો બાપ બેટાના પરલોકીક ભલા વાસ્તે જોર કરી રહ્યો છે. તો જે કરવાનો ઇરાદો હોય તે જલદી કરે. તો ગંગાજીના આવતા કુંભના મેળાપર સ્વર્ગવાસીના પુન્યનું નીશાન કરાચીના યાત્રાળુઓને ચમકતું જોવામાં આવે. હવે ભગતજીએ માળા ફેરવવામાં તથા સુપાત્રે દાન કરવામાં પોતાના મનને પરોવવું જોઇએ. આથી બીજી સારી સલાહ સ્વર્ગવાસીના હકમા શું આપુ ? જેના ઘરપર ધાર્મીક દલાલ આવી જોર દઇ રહ્યા હોય તેનાપર ઇન્સાફ કરવો એ ભગતજીની મરજી ઉપર છે. હું ફરીને મારી અરજ અદા કરૂં છું.

# Public Ganga Langer at Hardwar.

## AN APPEAL FOR FUNDS.

I am entrusted with the management of "The Public Ganga Langer at Hardwar", an institution meant for the benefit of pilgrims. Hitherto pilgrims experienced great deal of inconviniemce and hand to search out houses at a great expense and trouble. To do away with this long left difficulty the management of the institution purchased a site Many generous people donated large sums and the construction work was at once taken in hand. So far, about Rs. 50,000 have been spent, but owing to want of funds the work of construction has been at a stand still since one year. About Rs 10,000 are, still required for completion of the building. The building when completed will be a boon to all pilgrims. It is further proposed to attach a charitable dispensary to the institution The people of Sind are well known for their generosity and liberality. I am here amongst them since the last two years, and have distributed pamphlets broadcast drawing their attention to the same, So far my appeal seems to have fallen on deaf ears. It is a public object for public good and I can give them any assurance they like. I request charitablo and philanthrophic people of all communities and specially of the Hindu community, to realize their duty by subscribing liberally

**BAYA RAMRATTO,**

Manager & Proprietor

**PUBLIC GANGA LANGER HARDWAR,**

**Khodi Garden, Nanik Darbar, Karachi.**